# સુવાગ-છના

પુ. ૧ લુ | જુન, ૧૯૨૬ | અંક ૨ જો.

## દિશ દિશ રામ



એનાં ભાગ્ય ભલાં રે;
જેને રામ મળ્યા—ધ્રુવ૦

જ્યાં જ્યાં "હું" ત્યાં પ્રિયતમ નહોતા:
"હું"જ મેલી પિયુ ઘટ ઘટ વ્યાપ્યા;
વર મરતાં ઘર ઉજળ્યા—એનાં૦

"હું" ફેંકી ગઈ પ્રેમનગરમાં,
પિયુ પ્રસંગે પડી શયનમાં,
પ્રણયહૃદય ઉછળ્યા—એનાં૦

કર્મ ચૂંદડી બાળી નાખું;
આંખ ઉઘાડી પ્રિયતમ ઝાંખું:
ભસ્મ 'હોમ'માં ટળ્યા—એનાં૦

શોધી શોધી ને ઉમર ગુમાવી,
ઘટ ભીતર ઝાંખી થઈ આવી,
દિશ દિશ રામ મળ્યા—એનાં૦

हंसज्योति

---

# ભક્તિસ્વરૂપ



ભક્તિ સામાન્ય વસ્તુ નથી, તેથીજ સઘળા "ભક્ત" થઈ શકતા નથી. ભક્ત હોવું એ ભગવાનની કૃપા ઉપર નિર્ભર છે. જે મનુષ્યના હૃદયમાં "કોમળતા" નથી, તે ભક્તિની પ્રાપ્તિ કરી શકશે નહીં – તેને માટે ભક્તિ અસંભવિત છે. જેમ Fine Arts સર્વ મનુષ્યોના ભાગ્યમાં નથી તેમ "ભક્તિ" સર્વના ભાગ્યમાં નથી હોતી. "ભક્તિ" કોમળ હૃદય ચાહે છે, કઠોર હૃદયનો માણસ ભક્તિ ઉપર શ્રદ્ધા નહીં કરે, અને તેના હૃદયમાં ભક્તિ ઉત્પન્ન થશે નહીં. હૃદય સ્વાભાવિક રીતે તો કોમળ હોય છે, પરતુ અનેક કારણોથી તે કઠોર થઈ જાય છે, અને આવું કઠોર હૃદય ભગવત્કૃપાથી અગર સદ્ગુરૂ સમાગમથી કોમળ થઈ જાય છે. તેથી જો એવી ચાહના હોય કે ભક્તિદેવી મારા પર કૃપા કરે તો તેને સદાય આ સ્મરણમાં રાખવાનું છે કે હૃદયની કઠોરતા દૂર કર્યાં વિના ન તો "ભક્તિ" મળી શકે છે કે ન તો "ભક્તિસુખ" પ્રાપ્ત થઈ શકે છે. કુતર્ક, કુસંગ, દુરાચાર વગેરેથી કઠોર થયેલા હૃદયને કઠોર વસ્તુઓથી મુક્ત કરી સરળ બનાવવું જોઈએ. હૃદય સરળ બન્યું એટલે ભગવત્કૃપાથી ભક્તિનો આપો આપ ઉદય થાય છે અને "ભક્તિ–લતા"નો અંકુર ફુટવા માંડે છે.

હૃદયને કોમળ કરવાનું કેવળ એકજ/સાધન છે ને તે "હરિનામ." હરિનામની મધુરતા ને કોમળતા બતાવવાની શું આવશ્યકતા છે? શ્રીકૃષ્ણનું મધુર નામ, એ પ્રિયવરનું સુમધુર નામ, એ પોતે પોતાની મધુરતાનું પ્રમાણ છે. એક વાર "હરિ" કહો, તમને મધુરતાનો આસ્વાદ મળશે. "હરિનામ" વજ્ર જેવા કઠિન હૃદયને પણ પુષ્પ જેવું કોમળ કરી દે છે.

જગતમાં જેટલા ધર્મ છે – એકાદ બાદ કરીએ તો–તે બધામાં ભક્તિનું પ્રધાનપણું છે, સર્વેમાં "પ્રેમ" છે: કોઇમાં વધારે પ્રમાણમાં, તો કોઇમાં ઓછા પ્રમાણમાં એ જુદી વાત. ભગવાન જોડે આપણો સંબંધ જોડવો –આ ભગવદ્‌ભક્તિની પરિપક્વતાનું લક્ષણ છે, આજ ભક્તિનું ઉચ્ચ પ્રાપ્ય છે. ભગવાનને "પ્રિય" "પ્રભુ" "પિતા" કહેવામાં ભક્તોને જે આનંદ આવે છે, તેવો જ્ઞાનીઓને "સોહમ્" કહેવામાં આવતો નથી, આવી શકતો નથી. "ઈસા" વાત્સલ્યરસના ઉપાસક હતા, "મહમ્મદ" સખ્ય રસથી ભગવાનની ઉપાસના કરતા હતા, જો કે એમની ઉપાસના ભારતના જેવી "શુદ્ધ ભાવમયી" નહોતી–છતાં તેમાં ભક્તિનો ઘણો અંશ હતો. આથીજ ભક્તિ સર્વાકર્ષણીય છે.

હૃદય કોમળ થયા પછી મનુષ્યના હૃદયમાં આ સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે કે–તે કોણ છે?–અને **ભગવાનની સાથે તેનો શો સંબન્ધ છે?** આ અવસ્થા ઘણી મોડી આવે છે. ઇશ્વરની જોડે "રાજા–પ્રજા"નો સંબન્ધ માનવો એ પહેલી સીડી: ભગવાન પ્રત્યે જેવા પ્રકારનો જીવનો પ્રેમ અધિક થતો જાય છે, તેવા પ્રકારનો સંબન્ધ તે ગ્રહણ કરતો જાય છે. તેની ઉપાસના પ્રમાણે તે ભગવાનને "પિતા–સખા–પ્રિય" સમજે છે. જ્યારે આમાંથી કોઈ ભાવ પરિપક્વ થાય છે, ત્યારે મનુષ્ય ભગવદ્‌ભક્તિના પરમ સુખની પ્રાપ્તિ કરે છે. આનું નામ "મધુર ઉપાસના." "**સંબન્ધ તત્વ**" એ ઘણી ગહન વસ્તુ છે, એને માટે સમયની આવશ્યકતા છે.

ભગવાનની જોડે સંબન્ધ બે પ્રકારે થાય છે, એક ઐશ્વર્ય સહિત–બીજો ઐશ્વર્યરહિત. જેને ઐશ્વર્યભાવથી ઉપાસના કરવી હોય તેને ભગવાન શ્રીકૃષ્ણના "દ્વારિકા–રૂપ"ની ઉપાસના કર્તવ્ય છે, જેને ઐશ્વર્યરહિત ભાવથી ઉપાસના કરવી હોય તેને વ્રજના શ્રીકૃષ્ણની ઉપાસના કર્તવ્ય છે. ઐશ્વર્ય શૂન્ય એટલે "સંભ્રમશૂન્ય," પરતુ આ ભાવ ઘણો દુર્લભ છે. ગોપબાલક વ્રજમાં શ્રીકૃષ્ણને એમના સખા તરીકે સમજતા હતા, એમના ચિત્તમાં

ઐશ્વર્યભાવ નહોતો. તેઓ શ્રીકૃષ્ણના ખભા ઉપર ચઢવામાં કાંઈ પણ પ્રકારનો શોચવિચાર કરતા નહીં, આજ વ્રજનો શુદ્ધ ભાવ. આવા ભાવમાં બધાનો અધિકાર હોઈ શકતો નથી.

ભગવાનની આ અદ્વિતીય મધુર ઉપાસના આગળ બીજી વાતો તુચ્છ લાગે છે. ભક્ત એટલા માટે મોક્ષ માટે વ્યાકુલ થતો નથી. અને શા માટે થાય? મુક્તિ કરતાં હજારગણો આનંદ એને ઉપાસનામાંથી મળે છે. ભક્તિનો આનંદ ભક્તિમાં છે, તે જગતમાં બીજે કયાંય નથી. મધુરધર્મની મધુરતાનું આસ્વાદન ભક્ત કરે છે, એને જે આનંદ હોય છે તે એનેજ પૂછો. જેણે ભગવાનને હૃદય દીધુ નથી, જેનુ હૃદય કોમળ નથી, એના ભાગ્યમાં એ સુખજ નથી. અસ્તુ!

વૃન્દાવન } શ્રીગૌરચરણ

---

# આપણી આર્થિક સ્થિતિ



૫૦૦ વર્ષ ઉપર હિન્દુસ્તાન ઘણો જ સમૃદ્ધિવાન દેશ હતો. ઉદ્યોગ, વેપાર અને ખેતીની આબાદીને લીધે તેમાં પરાપૂર્વથી દ્રવ્યનો સંચય થતો આવતો હતો. મહમદ ગીઝની, તૈમુર, અહમદશાહ અબદલી, નાદીરશાહ વગેરે ચઢાઈ કરનારાઓની લૂટથી પણ તેની આર્થિક સ્થિતિ પર નહીં જેવી અસર થઈ હતી. હિન્દુસ્તાનના દ્રવ્યથી લોભાઈને જ આ લોકોએ હિન્દ ઉપર ચઢાઈઓ કરી હતી. એક બાજુએ ઇતિહાસકારો હિન્દુસ્તાનની ગત સમૃદ્ધિના આશ્ચર્ય પમાડે તેવા હેવાલો આપે છે, તો બીજી બાજુએ વિદેશી ગ્રન્થકારો તેમ જ મીશનરીઓ હિન્દની હાલની ગરીબાઈ તરફ શોક દર્શાવે છે. હિન્દુસ્તાનમાં જ્યાં જ્યાં નજર નાંખીએ ત્યાં ત્યાં ગરીબાઈ દષ્ટિગોચર થાય છે. આપણે આ વધતી જતી ગરીબાઈનાં કારણોનું સંક્ષિપ્ત અવલોકન કરીશું.

દરેક દેશની આબાદી માટે—અને મુખ્યત્વે કરીને કદરતી ...

ગ્રોથી ભરપૂર એવા હિન્દ માટે–વેપાર, ઉદ્યોગ અને ખેતીનો વિકાસ સરખા પ્રમાણમાં થવો જોઇએ.

આપણે પશ્ચિમના દેશોના સંબંધમાં આવ્યા તે અગાઉ આપણો વેપાર, ઉદ્યોગ ને ખેતી આબાદ હતાં. ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષ ઉપર હિન્દુસ્તાન ઠેઠ બાબીલોન સાથે વેપાર કરતું હતું. હિન્દુસ્તાન જોડે વેપાર કરતા અને તવંગર થતા બીજા દેશોને જોઈ, યુરોપમાં અનેક વેપારી કંપનીઓ સ્થપાઈ અને આમ પોર્ટુગીઝ, વલંદા, અંગ્રેજ અને ફ્રેન્ચ લોકો વેપારાર્થે આપણી જોડે જોડાયા. પશ્ચિમમાં જેમ જેમ નવી શોધો થતી ગઈ અને યન્ત્રોનું બળ વધતું ગયું, તેમ તેમ હિન્દુસ્તાનમાંથી તૈયાર માલને બદલે કાચો માલ યુરોપમાં જવા લાગ્યો, અને તેજ કાચો માલ યુરોપથી તૈયાર થઈ પાછો અહીં આવવા લાગ્યો. હિન્દુસ્તાનમાં યાન્ત્રિક શોધો થયેલી નહોતી. અને યન્ત્રોથી તૈયાર થયેલો માલ હાથથી બનેલા માલ કરતાં મરતો મળવા લાગ્યો. આથી પરિણામ એ આવ્યું કે હિન્દના માલની ખપત ઓછી થતી ગઈ અને તેના એક પછી એક ઉદ્યોગો ભાગી પડવા લાગ્યા. વેપાર મંદ પડયો અને ઉદ્યોગોથી ભરણપોષણ બંધ થતું હોવાથી કારીગર તેમજ મજુર વર્ગ ઉદ્યોગો છોડી ખેડુતો બન્યા ને ખેતી કરવા લાગ્યા. આથી ખેતી ઉપર લોકોનો આધાર વધવા લાગ્યો ને ખેતી આજીવિકાનુ સાધન થયું. અને પાકનો આધાર મુખ્યત્વે કરીને વર્ષાદ ઉપર હોવાથી એકાદ ચોમાસુ નિષ્ફળ જાય છે તો હજારો લોકો ભૂખમરાની સ્થિતિ ભોગવે છે.

દેશના ઉદ્યોગોને આશ્રય આપવા અને રક્ષણ કરવા જર્મની, યુનાઇટેડ સ્ટેટસ્, જાપાન જેવા સુધરેલા દેશોએ બહારથી આવતા માલ ઉપર જકાત નાંખી છે. પરંતુ ઈંગ્લંડ જે એક વખત એવી જ વેપારી નીતિને અનુસરતું હતું તે પોતાનો વેપારી સ્વાર્થ હોવાથી હિન્દુસ્તાન માટે એમ થાય એવું ઇચ્છતું નથી. ઉપજના માટે જ્યારે સરકારે બહારથી આવતા રૂના બનેલા માલ ઉપર ૩½ ટકા જકાત નાંખી ત્યારે બહારનો માલ હિન્દમાં બનેલા માલ કરતાં મોંઘો ન પડે તે માટે હિન્દની મીલોમાં બનતા રૂના માલ પર પણ કર નાંખ્યો. આવી રીતે હરિફાઈ ને ઉદ્યોગોની ખીલવણી માટેની સ્થિતિ ઘણી જ કઠ્ન હોવા છતાં આપણે ઘણું કરી શકીએ એમ છે. જો દરેક હિન્દજન સ્વદેશી માલ વાપરવો એવો પોતાનો ધર્મ સ્વીકારે તો આપણે ઘણા નિરાધાર ને કામ વગરના માણસોને ધંધે લગાડી શકીએ.

આથી ઉદ્યોગો વધશે, નફો અહીં રહેશે અને એકલી ખેતી ઉપર આધાર રાખી બેસી રહેવાનું નહીં બને. સ્વ. દિ. બા. અંબાલાલ સાકરલાલ કહેતા કે તમે એક રૂપિયાની સ્વદેશી વસ્તુ લેવાથી તમારા એક દેશી ગરીબ ભાઇની એક દિવસની ખોરાકી પૂરી પાડો છો.

જો ખેડુતોની સ્થિતિ માટે આપણે જાણવું હોય તો આપણે સ્વ. મી. ગોખલેના કથનને યાદ કરવું પડશે. તે કહેતા કે ખેડુતો પર મહેસુલનો બોજો એટલો બધો પડે છે કે ખાધા વગેરેનું ખર્ચ બાદ કરતાં તેમની પાસે ભાગ્યેજ કાંઈ બચત રહે છે. આટલાથી બસ થતું નથી. આ ઉપરાન્ત તેમની સતત મહેનત પછી પણ તેમને ખાધા વગેરેના ખર્ચ માટે દેવું કરવું પડે છે. આથી ખેડુતો દેવામાં ને દેવામાં ડુબતા જાય છે. પ્રાચીન કાળમાં જેનું વાવેતર કરવામાં આવ્યું હોય તેનો જ અમુક ભાગ રાજાઓને આપવો પડતો ને તે પણ જેમ મી. રોમેશચન્દ્ર દત્ત કહે છે તેમ તેની ઉપજના પાકના $\frac{1}{10}$થી $\frac{1}{6}$ ભાગ સુધી જ.

મુંબઇ ઇલાકામાં તેમજ અન્ય પ્રાન્તોમાં સારા વર્ષોમાં પણ કર આપવાની તેમજ કુટુમ્બનું ભરણપોષણ કરવાની ખેડુતોની સ્થિતિ નહીં હોવાથી, પાક થયા પછી તેઓ શહેરોમાં જાય છે ને મજુરી કરે છે. ઘણા તો કેટલાક માસ સુધી ઉધારે લાવેલી રકમ ઉપરજ ગુજારો કરે છે. કાનપુર પાસેના એક ગામડાનો હેવાલ આપતાં **મીસીસ એની બીસન્ટ** કહે છે કે ત્યાં ખેડુતોનાં ૩૫ કુટુમ્બ છે અને તેમાં રહેનારાઓની સંખ્યા ૧૭૧ની છે. ખેતીનું ખર્ચ કાઢતાં તેમની પાસે રૂ. ૨૫૯૦ બચ્યા હતા, તેમાં એકલા ખોરાક માટે રૂ. ૩૬૭૮ જરૂરના હતા. આથી દર વર્ષે રૂ. ૧૦૮૮ની ખાદ પડતી! આવા ઘણા દાખલાઓ મળી આવે તેમ છે. માટે ઘણા વિચારકોનું માનવું છે કે સરકાર રેલ્વે પાછળ મોટો ખર્ચ કરે છે તે કમી કરી નહેરો માટે સારી રકમો વાપરે તો ગરીબ ખેડુતોને ઘણો લાભ થાય.

સ્થિતિ આવી હોવાથી ખેતીની સુધારણા માટે અને ઉદ્યોગોની ખીલવણી માટે સરકારે તેમ હિન્દવાસીઓએ ઘણાજ ચોકસા ઉપાયો યોજવાની જરૂર છે. દેશની આબાદી અને સુખશાન્તિ ઉપર બીજી સુધારણાઓનો આધાર રહેલો છે. કાળનું આ એક શુભ ચિહ્ન છે કે દેશના હિતચિન્તકોની દૃષ્ટિ આ તરફ વળી છે ને સારી સ્થિતિ પ્રાપ્ત કેમ થાય એને માટે ચોતરફ વિચારો ચાલી રહ્યા છે.

**ભોગીલાલ શાહ.**

# ગુહ્ય સંગીત



આ લોક અને પરલોક એમ અનેક દૈવી ભૂમિકાઓમાં રહેલું દૈવી સંગીત એ જ બ્રહ્માંડનો આત્મા છે. વિશ્વમાં કોઇક અગમ્ય સ્થળેથી ધ્વનિનો આ ચમત્કારી સંવાદ અનન્તરીતે ઉત્પન્ન થાય છે. તેમાંથી જ બધી વસ્તુઓ પેદા થઈ. પૃથ્વી અને સર્વે તારાઓ, ઉપરનું વિશાલ આકાશ અને નીચેના સમુદ્રની ઊંડી ગુહાઓ, સર્વે કાંઈ જે નામરૂપાત્મક છે, ને બધુ તે અલૌકિક સંવાદ અને સંગીતનું પરિણામ છે.

તે સંવાદ યા ધ્વનિ ઉત્પાદક અને શક્તિવાળો છે. ઘણા અનુભવો પણ આ સાબિત કરી આપે છે. આપણે કોઈ વાદ્ય ઉપર રેતી પાથરીએ અને પછી જો તેની ઉપરના તાર છંછેડીએ તો આપણને જણાશે કે પાથરેલી રેતીનાં રજકણો હાલવા માંડે છે, ફરે છે ને આકારમાં ગોઠવાય છેઃ કાંઇક આવી જ રીતે સૃષ્ટિઓના સુંદર સંગીતમાંથી બધાં દૃશ્યો થયાં.

જે જે કાંઈ સુંદર અને ચમત્કારી છે, તે વિશ્વસંગીતના સંવાદમાંથી આવે છે. મનુષ્યના આત્મામાંથી સૌથી ઉત્કૃષ્ટ ભાવો અવાજના પ્રમાણસર સૂરોમાં–એટલે કે કાવ્યરૂપે બહાર આવે છે. મધુર સંગીત જ આપણને મોહ પમાડે છે, આકર્ષે છે, અને શાન્તિ આપે છે. આપણી શ્વાસોશ્વાસક્રિયા નિયમિત ચાલે છે; તેમ જ આપણા હૃદયના ધબકારા પણ. આખા વિશ્વનો **ધર્મ નિયમ અને સંવાદ** છે. ભરતીનાં ચઢ–ઉતર પ્રમીત હોય છે. ચંદ્રની તથા સૂર્યની યાત્રા કાળના સમકાલીન અંતરથી નિયમિત હોય છે, આકાશના તારાઓ સંવાદમાં તાલ આપે છે, સર્વ કાંઈ વિશ્વસંગીતના પૂર્ણડોલનમાં ગતિ કરે છે.

જેમ જેમ આપણે પરમાત્મા એટલે કે બ્રહ્માંડના આત્માની સમીપ જઈએ છીએ, તેમ તેમ આપણે વધારે ને વધારે આત્મશાન્તિ પામીએ છીએ; કુદરત અને મનુષ્યજાત સાથે સંવાદમાં રહીએ છીએ. ઇતિહાસકારો કહે છે કે લશ્કરી હુકમ થતાની સાથે જ સિપાઇઓ નિયમસર હારમાં તરત જ ગોઠવાઈ જાય છે, પરંતુ સાચ નરમાની પરીક્ષા માણસો પોતાનાં પગલાં

કેવી અનિયમિત રીતે ગોઠવે છે એ ઉપરથી થઈ જાય છે. આ ઉપરથી જણાય છે કે જેઓનું નૈતિક બળ વધારે ક્ષીણ હોય છે, તેઓને માટે જ હારમાં નિયમસર ગોઠવાવાનું ઘણું અઘરૂં થઈ પડે છે. સંગીત અને ધ્વનિમાં કેવી ચમત્કારી અને ગૂઢ શક્તિ રહેલી છે તે એક બીજી બાબત ઉપરથી પણ જણાય છે. પૂલ ઓળંગવાનો હોય છે ત્યારે સિપાઇઓને હાર તોડવાનો હુકમ કરવામાં આવે છે. કારણે " Left-right, Left-right " આ શબ્દનો સંવાદિત અવાજ જે ઉચ્ચનીચ થતાં હજારો પગલાં સાથે નિયમિત પણે ઉત્પન્ન થાય છે, તેનાથી એવાં તો ભયંકર આંદોલન ઉદ્દ્ભવે છે કે મજબુતમાં મજબુત અને હાલની પદ્ધતિથી તૈયાર થયેલો ભારે લોખંડનો પુલ સુદ્ધાં તેનું બળ ઝીલી રાખવાને શક્તિવાળો નથી, એવું એનું બળ દરેક પગલા સાથે વધતું જાય છે-તેથી એવા શક્તિવાળા અને માપવાળા અને નિયમિત થયેલા અવાજની ચમત્કારી સત્તા હેઠળ પૂલ પણ તૂટી પડે છે.

સંવાદની ગુહ્યશક્તિનો બીજો દાખલો સિતાર ઉપરથી માલુમ પડે છે. ધારો કે ૭ કે સાત સિતારની ઊંચામાં ઊંચા અવાજની ચાવીઓ ચઢાવવામાં આવી છે, તે એવી રીતે કે દરેક વાદ્યની ચઢાવેલી ચાવીઓમાં ફેર રહ્યો નથી; અને પછી એક વાદ્ય ઉપરના સુર છંછેડવામાં આવે છે. તો એવું બનશે કે સર્વ બાકીનાં વાદ્યોના તાર ઝણઝણી રહેશે અને આપો આપ સમાન ધ્વનિનો પ્રતિઘોષ કરી રહેશે.

એક જડ સિતારમાં સંવાદની આવી શક્તિ હોય છે. આ શું સાબિત કરે છે ? આ મનુષ્ય હૃદયમાં રહેલી સૌથી મહાન ચમત્કારી અને ગુહ્ય સંવાદિતપણાની શક્તિને પુરવાર કરે છે-હૃદય જ્યારે પોતાનો પ્રેમ અન્ય હૃદયોને આપે છે ત્યારે તે હૃદયો પણ પ્રેમનો પ્રતિધ્વનિ કરે છે. તેટલા માટે જે હૃદય સર્વ મનુષ્યજાતિ અને પરમાત્મા જોડે આત્માના એક સુરમાં હોય છે; બ્રહ્માંડમાં વ્યાપી રહેલા આત્મા અને અસંખ્ય સૃષ્ટિઓમાં ગુંજી રહેલા સંગીતમય ધ્વનિ જોડે એક તાલમાં હોય છે; સર્વ પ્રાણીઓ પ્રત્યે પોતાના અપરિમિત પ્રેમને સંવાદની ગુહ્યશક્તિમાં વહાવે છે; તે સર્વ ઠેકાણેથી – સર્વ માનવ હૃદયોમાંથી પ્રેમનો પ્રતિધ્વનિ મેળવે છે. કેવી રીતે ?- જેમ એક સિતારના તારનો રણકાર અન્ય તારોને પ્રતિધ્વનિત કરે છે તેમ. કારણ કે દૈવી સંગીતના તે અલૌકિક રાજ્યમાં શાન્તિ હોય છે-ત્યાંથી તે ગુહ્ય અવાજને ઉત્તેજે છે ને આમ મનુષ્યહૃદયના ઊંડા ગુહ્યમાંથી પ્રેમનો સુર જાગ્રત થાય છે,

જો તમે તમારા આત્માનાં ગુહ્ય પ્રદેશમાં જઈ અને ત્યાં પરમાત્મ-ચેતનાનો પરમાનંદ ભોગવો, તો તમે સર્વ મનુષ્ય જાત સાથે પણ આત્મ-સંવાદમાં હોશો. તમારે ચાહવું જોઈએ. કારણ કે પ્રેમ એજ સંવાદ છે અને સંવાદ એ નિયમિતતા ને પૂર્ણતા પામેલું ધ્વનિમય ડોલન છે અને પૂર્ણતા પામેલું ડોલન તેજ શુદ્ધ સંગિત છે. સૃષ્ટિઓમાં ગુંજી રહેલું અલૌકિક સંગિત ને સંવાદ તેજ બ્રહ્માંડનો આત્મા. પરતુ આ બધાનું સત્ત્વ અને તેની પાછળ રહેલી શક્તિ તે સંવાદ પામેલો પ્રેમ છે.

વનમાળી.

---

# માલતી



## (૨)

એ વરસ પસાર થયાં. દરેક માણસની જીંદગીના કાર્યોના પ્રસાદથી આ વર્ષો શાશ્વત સુખી નીવડયાં છે

તરેહવાર જાતની વસ્તુઓથી દીપી ઉઠેલા દીવાનખાનામાં કુમુદ પોતાના પતિ સારૂં પાન બનાવતી આરસપહાણના બનાવેલા મેજ પાસે આવેલા પલંગ ઉપર બેઠી હતી. તેની બાજુમાં બીજા પલંગ ઉપર સુરેન્દ્ર સંસ્કૃત "રત્નાવલી" નાટક વાંચતો, પોતાની ભાર્યાને તે બરોબર સ્હમજાવતો બેઠો હતો. જો કે સુરેન્દ્ર ઇંગ્લાંડ જઇને આવ્યો હતો તોપણ તે પોતાની સંસ્કૃત ભાષા કદીપણ ભૂલ્યો નહોતો. કુમુદ પાન બનાવવાનું કાર્ય પુરૂં કરી અને હાથ ધોઈ નાંખી ધ્યાનપૂર્વક સાંભળવા લાગી. પણ સુરેન્દ્ર તેને વખ્તો વખત સવાલ પૂછતો: "કુમુદ, માલતી ક્યાં છે? તે અત્યાર સુધી રત્નાવલી સાંભળવા કેમ આવી નથી?"

કુમુદે પોતાના મનોવિકારને કંઇક સમાવી નમ્ર અવાજે કહ્યું, "ત્યારે હું તેની પાસે જઇ બોલાવી લાવું?" સુરેન્દ્રે કહ્યું, "કાંઇ ફીકર નહીં; તે કોઇ ઠેકાણે ફુલો ચુંટતી હશે અગર તો પોપટને બોલતાં શીખવતી હશે

અગર નદીની બાજુએ નાના કાંકરાઓ એકઠા કરતી હશે. તું તેને શોધવા ક્યાં જઇશ ? તે એની મેળે હમણાં જ આવશે."

સંસ્કૃત સ્હમજાવતાં સુરેન્દ્રે કુમુદના ચહેરા તરફ જોયું તો તેના ચક્ષુમાં અશ્રુઓ ટમટમી રહ્યાં હતાં. તે યુવાન બોલ્યો, "કુમુદ, તારી આંખમાંથી અશ્રુની નદી કેમ ચાલે છે ? મને લાગે છે કે ઘણું કરીને સંસ્કૃત પરેબ્રાફની મતલબ તું બરોબર સમજતી હોઇશ ને તેની અસર ત્હારા ઉપર બહુ થયેલી છે." કુમુદ આશ્ચર્ય પામતી બોલી, "તમે કયા પરેગ્રાફની વાત કરો છો ?"

ખરેખર કુમુદ સુરેન્દ્રનું કહેવું ધ્યાનપૂર્વક સાંભળતી નહોતી, પણ તે તેના વિચારોમાં જ ગુંચાયેલી હતી. તે યુવાન કાંઇપણ આગળ વાંચી શક્યો નહિ. તેણે પુસ્તક બંધ કર્યું ને કુમુદને પોતાની પાસે બેસાડી કહેવા લાગ્યો, "કુમુદ ત્હારૂં સ્મિત વદન ગમગીનીમાં કેમ ડૂબી ગયેલું લાગે છે ? લગ્ન પહેલાં મ્હને જોયાથી ત્હારા મૂખ ઉપર હર્ષની લાલી ચઢી આવતી હતી. ત્યારે એવી લાગણીઓ હમણાં હું કેમ જોઈ શકતો નથી ? તું અત્યારે એવી દિલગીર દેખાય છે! કુમુદ, મ્હારી સાથે પાણિગ્રહણ કર્યાનો શું તું પશ્ચાતાપ કરે છે ? "

કુમુદની આંખોમાંથી આંસુની નદી વહેવા લાગી. તેણે ગુંગળાઈ ગયેલા સ્વરમાં જવાબ આપ્યો—" શું હું ત્હમારી સાથે લગ્ન કર્યાનો પશ્ચાતાપ કરૂં છું ? ત્હમારી સાથે નરકમાં પણ જીંદગી પસાર કર્યાથી દુઃખનું કારણ રહે નહિ. જો તેવું દુઃખ હોય તોપણ તે સ્વર્ગીય સુખમાં પલટાઈ જાય, તો શું હું ત્હમારી ભાર્યા થયાથી દુઃખી થઇશ ? પણ—"

"પણ—શું ? કુમુદ, ત્હારાથી કહેવાય તો કહે કે શું છે ? જરૂર મ્હને કહે."

આ શબ્દોએ તેના કોમળ હૃદય ઉપર ઘણી અસર કરી.

દુઃખી સ્થિતિમાં તે બોલી ઉઠી, "મેં કેવું પાપ કર્યું છે તે હું જાણતી નથી. પણ એટલું તો હું જાણી શકું છું કે મ્હને પરણીને ત્હમે સુખી થએલા જણાતા નથી."

"કુમુદ, તું શું કહેવા માગે છે ? તું મ્હારા કેવા કાર્યથી અથવા કેવા વિચારથી કે મનોવિકારથી આમ કહી શકે છે ?"

ભોંય તરફ નીચું જોઈ કુમુદે ભાગી તુટી ભાષામાં જવાબ આપ્યો, "પૂજ્ય પતિ, ત્હમને સુખી કરી શકું એવો મ્હારામાં ક્યો સદ્‌ગુણ છે? શું હું કોઇપણ રીતે સુંદર છું? આકર્ષણ કરે એવું મારામાં શું છે? જો કે ત્હમે સુંદર નહિ હો છતાં ત્હમે ત્હમારા સદ્‌ગુણોથી મ્હને જીતી શક્યા છો. પણ મ્હારામાં એવો સદ્‌ગુણ નથી—વિદ્યા પણ નથી, નહિ તો ત્હમને રસ ઉપજાવે એવી વાતચિતથી હું આનંદ આપી શકત. જો કે હું સૌંદર્યમાં—સદ્‌ગુણોમાં—વિદ્યામાં ને બુદ્ધિમાં અપૂર્ણ છુ—અને તેટલા માટે મ્હેં પ્રથમ મારા હૃદયની એકાગ્રતામાં ત્હમારો પ્રેમ સંપાદન કરવા ધાર્યું, તો તેમાં પણ હું નિષ્ફળ નીવડી—તે માટે પણ હુ ભાગ્યશાળી નીવડી નહિ."

સુરેન્દ્રે આ સઘળું ધૈર્યથી ધ્યાનપૂર્વક સાંભળ્યુ. જ્યારે કુમુદે બોલવુ બંધ કર્યું ત્યારે તેણે સ્મિત વદને જવાબ આપ્યો· "કોણ કહે છે કે જ્ઞાનમાં તેમજ ડહાપણમાં તું મારી બરાબરી કરી શકે એમ નથી? ખરેખર બુજ માણસો જ ત્હારી માફક આમ સંભાષણ કરી શકે. ત્હારા જાતિ સ્વભાવ માટે ત્હારે નહિ પણ મ્હારે ન્યાય દૃષ્ટિથી જોવાનુ છે. કુમુદ, જો ત્હારા અસંતોષનું કારણ આ જ હોય તો તે નજીવું છે, અને ખરેખર, હું ત્હારી મશ્કરી કરતો નથી. મ્હારા અનુભવ પ્રમાણે સૌંદર્યમાં તેમજ સદ્‌ગુણોમાં અપ્સરા પણ ત્હને પહોંચી શકે એમ નથી. જો કોઈ દેવતાઈ પરી ત્હારે બદલે અહીં આવે તોપણ હું ત્હેને સ્વીકારૂ નહિ. મ્હારા હૃદયની વ્હાલી! ત્હારા સિવાય આ જગતમાં મ્હને કોઈ આકર્ષી શકે એમ નથી. તું મ્હારૂ સર્વસ્વ છે, મ્હારા સુખની પ્રતિમા છે."

કુમુદનું વદન આનંદથી હર્ષ પામતું હોય તેવું જણાયું. ત્યારે જે સઘળું તે બોલી તે શું ફક્ત ત્હેના ગુંચાઈ ગયેલા મનની યોજનાઓ જ માત્ર હતી?

તે પોતાના પતિના પગે પડી અને એકદમ બોલી, "હું પાપી છું. નરક પણ મ્હને સંઘરી શકે એમ નથી. અરે, હું મ્હારા પતિ સારૂં સંશય કેમ લાવી શકી? અરે, આ પાપમાંથી મુક્ત થવા મ્હારે શું શું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ ત્હેની મ્હને ખબર પડતી નથી. હવે હું ત્હમને સઘળી સાચે સાચી બીના કહી દઈશ—જે વાત મ્હેં ત્હમારાથી છુપી રાખી છે તે કહેવા હું તત્પર છું. જો મ્હારો ગુન્હો દરગુજર કરવા જેવો ન લાગે, તો મ્હને ઘટતી શિક્ષા કરજો. ત્હમારા અધિકાર નીચે હુ મ્હારી જીંદગી સોંપું છું. ઓ પૂજ્ય પતિ! મ્હને એમ લાગે છે કે ત્હમે મ્હને ચ્હાતા નથી! ત્હમે ચાહો

છો —" આમ બોલતાં લજ્જા અને વિનયથી લેવાઈ જઈ તે કંઈ પણ વધારે બોલી શકી નહિ.

સુરેન્દ્ર આ શબ્દો સાંભળીને આશ્ચર્ય પામ્યો, તે ત્હેની લાગણી બરાબર સ્હમજી શક્યો નહિ. ધીમેથી તેને ઉંચી કરીને તેણે કહ્યું, " કુમુદ, તું શું કહે છે ? હું ચાહું છું – કોને ?"

કુમુદ ભાગી તુટી ભાષામાં ગણગણતી બોલી , " માલતીને."

" હું માલતીને ચાહું છુ ? અરે પ્રભુ ! જો કે તે મ્હારી બ્હેન નથી તોપણ હું તેણીને ભ્રાતૃભાવથી ચાહું છુ, અને તેણીને મ્હારા બાળપણથી તે અત્યાર સુધી હું ચ્હાતો આવ્યો છુ."

કુમુદે રડતા અવાજે જવાબ આપ્યો, " હુ તે સ્નેહ વિષે કહેતી નથી. હું ધારું છું કે મ્હારા કરતાં તેણીને ત્હમે વિશેષ પ્રેમથી ચાહો છો."

સુરેન્દ્ર હવે કુમુદના મનનો મધળો ભાવાર્થ સ્હમજી ગયો અને હસતો હસતો બોલ્યો, " તો હુ માલતીને પરણી શક્યો ન હોત ? અને છતાં, હું ત્હને કેમ પરણ્યો ? "

" મ્હારી સાથે પરણવાનો નિશ્ચય કરતાં ત્હમે કદાચ ત્હમારી જાતને સ્હમજેલા નહિ ," કુમુદ બોલી.

" જો તે વખતે હુ મ્હારી જાતને સ્હમજી શકેલો નહિ, તો હમણાં પણ હું કશું જાણતો નથી. જેમ હું માલતીને પહેલાં ચ્હાતો હતો તેમ હમણાં પણ ચાહું છું; અને એ પ્રેમ તે શુદ્ધ ભ્રાતૃપ્રેમ છે અને નહિ કે વિકારી."

આ વખતે કુમુદના ચ્હેરા ઉપર લાલી ચઢી આવી, પણ તે તુરત જ જતી રહી. દિલગીર અને ગંભીર વદને તે બોલી, " ત્હમે હસશો નહિ. જો આ સઘળો મનોવિકાર નથી અને ત્હમે મ્હારાજ છો અને કોઇ અન્યને ચ્હાતા નથી એવું ત્હમે સાબિત કરી બતાવો તો મ્હારે બીજા શાની જરૂર છે ?—અને ત્યારે હું જેટલી સુખી થઇશ તેટલુ સુખી બીજુ કોણ હોઇ શકે?"

" કુમુદ, હું આ વિષે વધારે વાતચિત કરવા ઇચ્છતો નથી. જેને હું મ્હારા હૃદયના પૂર્ણ સંતોષથી કદી ચાહી શક્યો નથી અને જેની છબી

મ્હારી આંખની કીકીમાં હરદમ વસી રહી છે–આવી ઉત્કંઠા છતાં, તેનાજ તરફથી નિંદાપાત્ર શબ્દો સાંભળવા કરતાં વિદ્યુતનો પ્રહાર સહન કરવાનું હું વિશેષ પસંદ કરૂં છું."

આ શબ્દોથી કુમુદના હૃદયને તીવ્ર અસર થઈ. સુરેન્દ્રના પગમાં પડી તે બોલી, "પૂજ્ય પતિ ! હું આ પાપમાંથી મુક્ત થવાને કયું પ્રાયશ્ચિત કરૂં ? મ્હારો સહવાસ ત્હમને કદી પણ સુખી કરી શકશે ? કદાચ મૃત્યુજ માત્ર યોગ્ય શિક્ષા છે મ્હારે માટે."

સુરેન્દ્રનો કુમુદ તરફનો પ્રેમ જરા પણ કલુષિત થયો નહોતો, અને આવા શબ્દોથી ત્હેનું હૃદય વધુ અને વધુ પીગળવા લાગ્યું. કુમુદનાં અશ્રુ લુછતાં તેણે કહ્યું, "વ્હાલી ! મ્હારા શબ્દો ઉપર વારંવાર વિચાર ન કરીશ : એ તો માત્ર દુઃખી હૃદયના ઉભરા. ત્હારૂં હૃદય સ્હમજાવવાને મ્હેં બનતું કર્યું છે, છતાં ત્હારે કાંઈ વધુ કહેવાનું હોય તો કહે, છુપાવીશ નહિ."

"મ્હેં કશું જ છુપાવ્યું નથી, મ્હારા પૂજ્ય પતિ ! આ પાપી આત્મા ત્હમારા સહવાસને યોગ્ય હોય તો ત્હમે મ્હને ત્હમારી કરજો–નહિ તો હું મૃત્યુવશ થવા ખુશી છું. મ્હને મૃત્યુની બીક નથી. આ જગતમાંથી જલ્દી લઇ લેવાને અહર્નિશ, ઓ પ્રભુ ! ત્હારી પ્રાર્થના કરૂં છું, અને તે માત્ર તું જ જાણે છે"

આટલું બોલી કુમુદ સહેજ અટકી. તે આગળ શું કહે છે તે સાંભળવાની રાહ જોતો સુરેન્દ્ર સહેતુક ત્હેના સામું જોઈ રહ્યો.

માલતી એટલામાં એકદમ ઘરમાં દોડી આવી. સ્મિત વદને હર્ષ પામતી તે સુરેન્દ્રને ગુલાબનું ફુલ આપતી બોલી, "જુઓ, મ્હેં ત્હમને આ ચમત્કાર બતાવ્યો. આપણો ગુલાબનો છોડ, જે તદન કરમાઈ ગયો હતો તેના ઉપરથી આ ફુલ આજે લાવી છું."

માલતીના આગમનથી ઘરના માણસોની દિલગીરી જતી રહી. જ્યારે સુરેન્દ્રે આ સુખી નિર્દોષ બાળાને જોઇ ત્યારે ત્હેના નેત્રમાં હર્ષાશ્રુ આવ્યાં. હજીયે તે એવી જ નિર્દોષ કુમારિકા હતી. પણ સુરેન્દ્ર તેની ખાતર બહુ દિલગીર થયો.

કુમુદની લાગણી ફરી જાગ્રત થઇ. સુરેન્દ્રને હાસ્ય કરતો જોઇ, પોતાના પહેલાંના ભ્રમને લીધે તે અત્યારે પણ પોતાની જાતને સ્હમજી શકી નહિ. મનુષ્ય પોતે જ પોતાનું દુસ્મન છે. સહેજ વાર પહેલાં જ કુમુદે પોતાના મનમાં કશો સંશય નહિ લાવવાનો નિશ્ચય કર્યો હતો: પણ ફરી તે શંકાશીલ બની અને પોતાને સ્હમજી શકી નહિ. સુરેન્દ્રનો શુદ્ધ પ્રેમ એના સંશયોની નિવૃત્તિ માટે ઉપયોગી થયો નહિ: એના એક હાસ્ય માત્રથી એ પ્રેમ હવામાં ઉડી ગયો. કુમુદે કદાપિ આવું સુંદર, સ્વપ્નમય, આનન્દી હાસ્ય તેના ચહેરા ઉપર જોયું નહોતું. સુરેન્દ્ર પોતાનું ભાન ભૂલી ગયો, અને ફરી એવું હાસ્ય કરવાની હીંમત એને રહી નહિ. પણ કુમુદનું હૃદય ફરી દુઃખી થવા લાગ્યું!

( અપૂર્ણ. )

મોહનલાલ લ. કોઠારી.

---

# સ્વ. ગોવિંદરાવ આપાજી પાટિલ.



આપણા ગુજરાતમા તા. ૧૪-૪-૧૯૧૬ ના પવિત્ર પ્રાતઃકાળમાં એક ઉદાર અને દેશભક્ત આત્માએ પરલોક ગમન કર્યું. તેની નોંધ ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે અમારે મુલતવી રાખવી પડી હતી તે અમે નીચે આપીએ છીએ. કહેવાની જરૂર નથી કે આખું અમદાવાદ-બલ્કે આખું ગુજરાત આ અવસાનથી ઘણો શોક કરે છે.

સત્વનું માપ સંખ્યાથી નહીં પણ ગુણથી; વિપુલતાથી નહીં પણ ઉંડાણથી, બુદ્ધિથી નહીં પણ આત્માથી મપાય છે. જોવાનું એ છે કે જે ધર્મ મનુષ્યના કર્મબળે પ્રાપ્ત થયો છે તેમાં તે કેવું કૃતેહમંદ જીવન જીવી શકે છે. તુલના કરવાનું આ એક સચોટ સાધન છે. આ દૃષ્ટિથી જોતાં મર્હુમ પાટિલ સાહેબ ઘણું સાદું, સત્ય અને કર્તવ્યપરાયણ જીવન જીવ્યા હતા અને તેથી જ એમના સાધારણ તેમજ અવિશેષ ગુણોને લીધે આપણા ગુજરાતમાં તેઓ એક નમૂનારૂપ હતા.

તેઓ પ્રથમ પંક્તિના વકીલ હતા. ધંધા માત્રમાં—તેમ જ વકીલાતમાં પણ—અપ્રમાણિકપણે તેમજ કોઈ પણ જાતના નીતિમાન ધોરણ વિના ફતેહ મેળવી શકાય છે. પરંતુ આ માર્ગ હલકા પ્રકારના તેમજ સાધારણ માણસોને સુલભ છે. મર્હૂમે એ ઉતરતી પંક્તિનો રસ્તો ન પકડતાં પોતાની પ્રામાણિકતાથી, ખંતથી અને આત્મભાવથી વકીલાતના ધંધાને ઉજ્વલ કરી બતાવી ઉછરતી પ્રજા માટે તે સારો દાખલો બેસારી ગયા છે. આવી રીતે સાંસારિક પ્રવૃત્તિમાં નિમગ્ન હોવા છતાં તેમના હૃદયમાં દેશભક્તિનો અગ્નિ સતત બળ્યાં જ કરતો. પોતાની આર્થિક સ્થિતિનું પરિવર્તન થવા છતાં, તે સાદાઈમાં મોટાઈ માનતા. જેઓ એક જ વખત તેમના સંબન્ધમાં આવ્યા હશે તે જોઈ શક્યા હશે કે તે સાધારણ મનુષ્યથી કાંઈ વિશેષ હતા—પર હતા. તે ઘણા જ દયાળુ, નિખાલસ અને ઉદાર સ્વભાવના હતા.

જેમને એમની દિનચર્યા જોવાની તક મળી હશે તેમને માલુમ પડયું હશે કે મર્હૂમ જે જે કાર્ય કરતા તે તે દરેક કાર્ય ધર્મ અને કર્તવ્યથી કિંચિત્ માત્ર પણ ભિન્ન લાગતું નહીં.

વિદ્યા તરફ એમને ઘણો જ પ્રેમ હતો. સંસ્કૃત અને ઇંગ્રેજી સાહિત્યના તે સારા અભ્યાસી હતા. ભોજન પહેલાં તે મરાઠી તેમજ ગુજરાતી ભક્તોનાં ગીત મધુર રાગથી ગાતા ને પોતાની પુત્રીને ગાઇ શિખવતા. વિદ્યા તરફના અત્યન્ત પ્રેમને લીધે તેમણે ઘણાઓને યથાશક્તિ મદદ કરી છે. અને પોતે એવી રીતે રહેતા કે જાતે દક્ષીણી હોવા છતાં આપણા ગુજરાતમાં તો તેઓ "ગુજરાતી" જેવા થઈ પડયા હતા.

મર્હૂમનું ખાનગી જીવન જેટલું ઉચ્ચ અને આદર્શરૂપ હતું તેટલુ જ તેમનું જાહેર જીવન પણ અનુકરણીય અને પ્રશંસાપાત્ર હતું. તેમણે જે કંઈ દેશસેવા કરી છે તે બિલકુલ નિરાભિમાનપણે અને કર્તવ્ય ભાનથી જ કરી છે. તે માન કે મરતબાના ભૂખ્યા નહોતા. તેમને આત્મપ્રશંસા વ્હાલી નહોતી અને શહેરની યા દેશની દરેક હીલચાલમાં પોતે તન, મન અને ધનથી આગળ પડતો ભાગ લેતા. તે વાણી અને વર્તનમાં એક હતા.

અમદાવાદની રાજદ્વારી સંસ્થા જે ગુજરાત સભાના નામથી જાણીતી છે તેની જીવનનાડી જો કે ઘણી વખત મંદ પડી રહેતા છતાં મર્હૂમના પ્રાણથી તે સચેત રહી શકી હતી. સને ૧૯૦૨ ની અમદાવાદની કોન્ગ્રેસની સિદ્ધિનુ

માન તેમને જ ઘટે છે. દેશભક્ત ગાંધીએ દક્ષિણ આફ્રિકામાં હિન્દવાનો માટે જે લડત ચલાવી રહ્યા હતા તેને પાર પાડવા માટે ગુજરાત તરફથી મર્હૂમે અથાગ શ્રમ લીધો હતો.

એમના જીવન ઉપર પ્રજ્વલન્ત અજવાળુ નાંખે એવા બે ત્રણ દાખલા આપી અમે આ નોંધ પૂરી કરીશુ. તે ઘણા જ સહનશીલ હતા. મંદવાડની લાંબી પથારીથી તેમનું શરીર કૃશ થઈ ગયું હતુ અને દિન પ્રતિદિન દર્દ વધતું જતુ હતું અને પોતાની શારીરિક નબળાઈ ઉપરથી મૃત્યુ નજીક છે એવું પોતાને સારી રીતે ભાન હતુ છતાં તે એક તંદુરસ્ત માણસ માફક મિત્રો સાથે વાત કરતાં હમેશની માફક ખડખડ હસતા. એક સાંજે તેમના પરિજન સાથે વાત કરતાં ઘણીજ આર્દ્રતા અને દીનતાથી તે બોલી ગયા કે, " પ્રભુ ! આખી જીંદગી પૈસો એકઠો કરવામાં ગાળી અને જીંદગીને સાર્થક થઇ શક્યું નહીં !–છતાં મને મરણનો ભય રહેતો નથી. કારણ કે ભય રાખું એવું પાપ મેં કર્યું નથી ને મને ખાતરી છે કે આવતા જન્મમાં હુ જ્યાં હોઇશ ત્યાંથી જે કરી શક્યો નથી તે કરી શકીશ. " આટલું બોલી તે ભગવદ્‌ગીતાનો,

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥

શ્લોક બોલી ગયા. સંસારી પ્રવૃત્તિઓથી નિવૃત્ત થઈ દેશકલ્યાણના કોઇ કાર્યમાં ગાળવાની એમની ખાસ ઇચ્છા હતી. અવસાનના થોડા દિવસ અગાઉ તે બોલ્યા હતા કે "If God give me a lease of life I will devote it for the good of my country."

પ્રભુ ! એમના આત્માને શાશ્વત શાન્તિ આપો.

# વિજ્ઞપ્તિ.

૧. જે સજ્જનો તથા પુસ્તકશાળાને તેઓ ગ્રાહક ન છતાં આ અંક નમુના દાખલ મોકલ્યો છે, તેઓ તેનો સ્વીકાર કરી ગ્રાહક થશે, એવી વિજ્ઞપ્તિ છે.

૨. સુવાગ્ જ્ઞના પ્રસિદ્ધ કરવાનો આ પ્રયાસ એક જાહેર મંડળીનો છે એ ધ્યાનમાં લઇ દરેક ગ્રાહકબન્ધુ અથવા તો આ સંસ્થા અગર માસિક તરફ સમભાવ દર્શાવનાર બન્ધુ ગ્રાહક થઇને અથવા કરાવીને, ઉમદા પ્રવૃત્તિને ઉત્તેજન આપશે એવી આશા છે.

૩. અગાઉથી ગ્રાહક થઇને જે બન્ધુઓએ આશ્રય આપ્યો છે તે સિવાયના અન્ય બન્ધુઓ ગ્રાહક તરીકે એમનું નામ નોંધાવવાની કૃપા કરશે કે જેથી અમે હવે પછીનો અંક વી. પી. થી મોકલી શકીએ.

૪. સુવાગ્ જ્ઞનાને ગ્રાહક થઇને અગર બીજી કોઈ રીતે મદદ કરવી તે એક ઉમદા હેતુઓથી કામ કરનાર સંસ્થાને મદદ કરવા બરાબર છે.

૫. જે માસિકપત્રો તથા સાપ્તાહિકપત્રોને આ માસિક મોકલાય છે, તે બદલામાં અમને નિયમસર મળશે એવી આશા છે.

તન્ત્રી.

---

# સૂચનાઓ

૧. આ પત્રમાં લખનારે શુદ્ધ ભાષામાં, પત્રની એક બાજુએ, તથા અક્ષરે લેખો લખવા જોઇએ.

૨. લેખકોએ અમારી અંગત જાણ માટે તેમનું પૂરૂ નામ [illegible] મોકલવું જોઇએ.

૩ હિંદુસ્તાનની બહાર વી. પી જઈ શકતા નહીં હોવાથી [illegible] રૂ. ૧-૧૨-૦ મનીઑર્ડરથી મોકલવા.

૪. કોઇ પણ માસથી ગ્રાહક થઇ શકાય છે.

જાહેર ખબરના ભાવ માટે લખો—[illegible] તન્ત્રીને.

---

મરામાં હું ભાવિ જીવનના ધબકારા અનુભવું છું. હું અનુભવ-થી કહું છું કે હું આકાશ તરફ ઉડું છું. મારા મસ્તક ઉપર સૂર્યનો પ્રકાશ છે. અજાણી દુનિયાઓનું પ્રતિબિંબ હવી ભૂમિને પ્રકાશિત કરી રહ્યું છે.

તમે કહોછો કે આત્મા એ શારીરિક શક્તિઓમાંથી ઉદ્ભવેલું પરિણામ છે; તો જ્યારે મારા શરીરની શક્તિઓ મંદ પડવા લાગી છે ત્યારે મારો આત્મા વધારે પ્રકાશિત શા માટે થાય છે? મારી આગળ પાછળ શિયાળો છે, તો મારા હૃદયમાં **નિત્ય વસન્ત** ખીલી રહી છે.

જેમ જેમ મૃત્યુ નજીક આવતું જાય છે, તેમ તેમ મને ઓલાંવી રહેલા પર દુનિયાઓના અમર ધ્વનિઓ મારી આસપાસ હું સાંભળું છું. ચમત્કારી છતાં આ સત્ય વાત છે. અપ્સરાઓની દુનિયાની વાત જેવી લાગતાં છતાં, તે ઐતિહાસિક સત્ય છે. અરધા સૈકાથી ગદ્ય તેમજ પદ્યમાં ઇતિહાસ, તત્વજ્ઞાન, નાટક, નવલકથા, દંતકથા, અને ભજનરૂપે મેં મારા વિચારો લખ્યાં કર્યા છે,—મેં બધી બાજુઓ ડોળી જોઈ છે. પરંતુ મને લાગે છે કે મારી અંદર જે **કાંઈ** છે તેનો હજારમો ભાગ પણ હું કહી શકયો નથી. બીજા મનુષ્યોની માફક મૃત્યુકાળે હું પણ કહી શકું છું કે "મેં મારા આખા દિવસનું કાર્ય પુરૂં કર્યું છે," પણ "મેં મારી જીંદગી પૂરી કરી છે" એવુ કદાપિ હું કહી શકીશ નહીં. મારૂં દિવસનું કાર્ય બીજા પ્રભાત સાથે પાછું ફરીથી શરૂ થશે. ચિત્તા એ અંધકારનો કુપ નથી; તે ગતિ માટેનો માર્ગ છે. સંધ્યા સમયે બંધ થઈ પ્રાતઃકાળ થતાં તે ફરી ઉઘડે છે. હું દરેક કલાકે કલાકે પ્રગતિ કરૂં છું કારણકે આ દુનિયાને હું મારી માતૃભૂમિ પેઠે ચાહું છું. મારૂં કાર્ય એ આરંભ માત્ર છે. એ ભાગ્યેજ તેના પાયાસુધી પણ પહોંચ્યું કહેવાય તેના ઉપર હું સદાય આરૂઢ થયાં જાઉં તો મને મારૂં લાગે **અનન્તતા માટેની જીજ્ઞાસાજ અનન્તતા પુરવાર કરે છે.**

Re. No B 1246

# સુવાગ્છના

પુ. ૧ લું. | જુલાઈ, ૧૯૧૬. | અંક ૩ જો.

सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ भर्तृहरि


| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રેમકલહ (કવિતા) .. | સાગર | ૭૦ |
| ૨. | શિક્ષણમાં માબાપનો હિસ્સો | શિક્ષક. | ૭૪ |
| ૩ | ધર્મની ઉંચી ભાવના ... | વનમાળી | ૩૮ |
| ૪. | ભાવંતી | મોહનલાલ હ. કોઠારી | ૪૧ |
| ૫ | સ્ત્રીઓમાં સ્વાશ્રય. ... | સ્નેહજ્યોતિ | ૪૫ |


---

મોડાસા બ્રધરહુડ તરફથી
તન્ત્રી તથા પ્રકાશક
મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી,

સુવાસ્છના

પુ. ૧ લું | જુલાઇ, ૧૯૧૬ | અંક ૩ જો.

ॐ ॥

# प्रेम कलह



અબ તો મેં રાર કરૂંગી.
પિયા ! તુમસે અબ તો મૈં રાર કરૂગી !

આધીસી રેના ગુમાઈ કહા પર ? ના ના મૈ ઐસી ડરૂગી !
પિયા ! તુમસે અબ તો મૈં રાગ કરૂગી ! અબ તો૦

ક્યા તુમ મસુઝત હમકો ખિલોના ? નૈના મૈ ના ના ભરૂગી !
પિયા ! તુમસે અબ તો મૈં રાગ કરૂગી ! અબ તો૦

હટ ! હટ ! આ મત મોગી સજની આ ! ના ના મે છૂને દેવૂગી !
પિયા ! તુમસે અબ તો મૈ રાર કરૂંગી ! અબ તો૦

ચુપ રે ઓ તૂતી ! લગાતી ક્યૂ તાને ? તોપે મૈ બિખ ના પીવૂગી !
પિયા ! તુમસે અબ તો મૈ રાગ કરૂગી ! અબ તો૦

હમ હમકે ક્યા ફસાવત સાગર ! તોને મૈ ના ના હસૂગી !
પિયા ! તુમસે અબ તો મૈ રાગ કરૂંગી ! અબ તો૦

પાલનપુર,
૨૫ મે ૧૬

सागर

---

# શિક્ષણમાં માબાપનો હિસ્સો



આ દુનિયામાં વૃદ્ધિ પામતા બાળકની માનસિક શક્તિઓને જાગ્રત કરનારાં તથા તેને પોષીને વિસ્તૃત કરનારાં બે ઉપયોગી અંગો ઘર અને નિશાળ છે. બાળકના શારીરિક અને માનસિક વિકાસનું મૂળ સ્થાન ઘર છે, શાળાની ફરજ તે વિકાસને સહાય કરવાની, જારી રાખવાની અને તે પૂર્ણ કરવાની છે. તેથી કરીને આ બન્ને અંગો વચ્ચે પૂર્ણ અનુરાગ હોવો જોઇએ. એ અનુરાગ કેવી રીતે આવશ્યક છે તે તપાસીએ.

૧. કેળવણીનો મૂળ હેતુ પવિત્ર, સારાં, મજબુત અને સુંદર જીવનો રચવાનો છે. તેથી કરીને નૈતિક શિક્ષણના મૂળ પાયા તરીકે ઘર અને શાળા એ બન્ને સમાન દષ્ટિએ છે. આત્મિક વિચારણા ઉપર ચોક્કસ પણ ધ્યાન આપ્યા વગર સુંદર જીવન બની શકે નહીં. શાળામાં જે કાંઈ શીખવવામાં આવે તેનો ઘર આગળ અનાદર કરવામાં આવે, અથવા શાળામાંજ એકને એક બાબતનાં પરસ્પર વિરૂદ્ધ વર્ણનો શીખવવામાં આવે તો બાળકનો આત્મા વિશ્વાસ, પ્યાર, માન અને કોમળતા ગ્રહણ કરવાને બદલે અવિશ્વાસ, અશ્રધ્ધા, અને મેદાથી બનશે.

૨. શાળા અને ઘર એ બન્નેની દષ્ટિ એકજ છે એટલે કે બાળકો ભલાં અને ઉપયોગી સ્ત્રી પુરૂષો બને. પણ તે બન્નેએ એક બીજાનું કાર્ય સંપૂર્ણ કરવાને પરસ્પર સહાયક થવુ જોઇએ. અન્યોન્યની સહાયતાવડેજ અપૂર્ણતા દૂર થઈ શકે. ઘર સાથે જીવનનો સંબંધ વિશેષ ગાઢ અને નિકટનો છે. પરંતુ બધા માબાપોને પોતાનાં બાળકોને સુચના આપવા જેટલુ શિક્ષણનું જ્ઞાન હોતું નથી અને કોઈ કોઈ વખત તો કમનસીબે 'આવશ્યક નૈતિક ગુણોનો પણ ખામી હોય છે. ત્યારે શાળા નિયમિત રીતે પદ્ધતિપૂર્વક જ્ઞાન આપવાને વધારે લાયક છે. પણ તેની નૈતિક અસર તો નિર્બળ છે. જ્યારે આમ એ બેમાનુ એકે સંપૂર્ણ નથી એટલે એક લંગડું છે તો બીજુ પાંગળુ છે ત્યારે તે બન્નેએ એક બીજાના નિકટ સંબંધમાં રહેવું જોઇએ—બાળક સુંદર સુચનાઓ કેવી રીતે ગ્રહણ કરી શકશે તે જાણવાને માટે હરકોઇએ બાળકના સ્વભાવને યથેતિ જાણવો જોઇએ. મજુર વર્ગનાં ઘણાં માબાપો

પોતાનાં બાળકોના સ્વભાવ ઘણે ભાગે જાણવા પામતાં નથી. સાધારણ વર્ગમાંથી ઘણાં, બાળકમાં જે હોય છે તેનાથી ઉલટું જ સમજતાં જણાય છે. શાળાએ માબાપોને આ બાબતમાં મદદ કરવી જોઇએ. માબાપે અને શિક્ષકે બન્નેએ સાથે મળી પોતાના, બાળકના ગુણાવગુણ વિષે વાતચીત કરવી જોઇએ. એ વાત સત્ય છે કે એક વર્ગમાં ઘણાં બાળકો ભરવાથી શિક્ષકની મુશ્કેલી વધે છે. પણ ઉત્સાહ અને ખંતથી તે મુશ્કેલી કેટલેક અંશે દુર કરી શકાય છે. તેથી જ્યાં ઉપાય નથી ત્યાં ઉત્સાહ અને ખંતથી જેટલું બને તેટલું વિશેષ તેણે કરવું જોઇએ માબાપો અને શિક્ષકો આથી બાળકનાં ખામી અથવા વલણો જોઈ શકશે. તેની કેટલીક ખામીઓ જેવી કે ગંદાપણું, હઠીલાઈ, ઉદાસીનતા, લહેરીપણું અને લાલચ વગેરે ઘર આગળ કુટુંબમાં સારી રીતે સુધરી શકે. જ્યારે કેટલીક ખામીઓ જેવી કે હીચકારાપણું, અવિશ્વાસ, આળસ, અને મંદતા વગેરે શાળામાં વધારે સારી રીતે નિર્મૂળ કરી શકાય. આ બાબતમાં શાળાને મહત્વનું કાર્ય કરવાનું છે. સારૂં જીવન ગુજારવાને માટે તે આદર્શ વડે યોગ્ય વિચારો આપી શકે. લાલચો અટકાવવાની બાબતમાં શાળા ઘણું થોડુ કરી શકે, પરતુ લાલચને લીધે કેવાં કેવાં નુકસાનો થાય છે તે પ્રત્યક્ષ વા પરોક્ષપણે બતાવી મિતાહારી જીવન ગાળવા તરફ મચોટ ભાવ ઉત્પન્ન કરી શકે.

૩. માત્ર શાળા જ નહીં, પણ માબાપો પણ સારૂં શિક્ષણ આપી શકે. માત્ર શબ્દો વડે બાળક સુધરી શકતું નથી, ક્રિયા પણ સાથે હોવી જ જોઇએ. જે કાંઈ કહેવામાં આવે તેનો આદર્શ પ્રત્યક્ષ હોવો જોઇએ. બાળકોને જેવાં બનાવવાની ઇચ્છા રાખતાં હોય તેવાં માબાપે તથા શિક્ષકે થવું જોઇએ.

૪. કેળવણીમાં બુદ્ધિ, વિજ્ઞાન તથા સામાજીક ઉન્નતિનો સમાવેશ થાય છે. પણ નીતિ તેમાં અગ્રસ્થાન ભોગવે છે એટલે એ અન્ય જ્ઞાનનો મૂળ પાયો છે એમ કહીએ તો કશુ ખોટું નથી. તેને લીધે જ ઇશ્વરી કાયદાઓનું જ્ઞાન આપણી સન્મુખ પ્રત્યક્ષ થાય છે. અને તદનુસાર વર્તવામાં જ આપણે ખરૂં સુખ પ્રાપ્ત કરી શકીએ છીએ. નીતિનાં બે અંગો છે: પહેલું મનોવિકાર અને અયોગ્ય ભાવનાઓ ઉપર આત્મનિયંત્રણ; બીજું જે નિયમો સન્માર્ગદર્શક સિદ્ધ થયા છે તદનુસાર વર્તવાની વૃત્તિ. આમાંના બીજાને જ નીતિની સંજ્ઞા આપેલી છે.

# ધર્મની ઉંચી ભાવના



( ટૉલ્સ્ટૉયના એક લેખ ઉપરથી )

પૂર્વે સુરત શહેરમાં એક વિશ્રામસ્થાન હતું. અહીં વિવિધ દેશોમાંથી ઘણા મુસાફરો આવતા અને તે સમયના ઘણા સવાલો ઉપર વિવાદ કરી નવરાશનો વખત ગાળતા. એક દિવસ એવું બન્યું કે ધર્મ જેવો પુરાણો પ્રશ્ન વિવાદગ્રસ્ત થયો. એક મુસાફરે પોતાની કેડમાંથી લાકડાની એક મૂર્તિ કાઢી ને તેની આગળ ઘુંટણીએ પડી ભક્તિભાવથી પ્રાર્થના કરવી શરૂ કરી. આ ઉપરથી એક બ્રાહ્મણ જાતિના ધર્મગુરૂથી ગુસ્સો કબજામાં ન રહી શકવાથી તે ઉંધે રસ્તે ચાલનાર વિધર્મિને ઉતાવળે આમ કહેવા લાગ્યો : "ઓ મૂર્ખ, એક નિર્જીવ નાની વસ્તુ કે જેને તું તારી કેડમાં સંતાડી રાખે છે તે તારો ઈશ્વર છે, એવું શી રીતે માની શકે છે? સમજ કે આખી દુનિયાનો એકજ પરમેશ્વર છે ને તેનું નામ બ્રહ્મ છે. તેણે જ આ સૃષ્ટિ પેદા કરી છે અને યુગ યુગથી જે જે પૂજાઓ થાય છે અને જે જે નમસ્કારો કરાય છે તે બધું તેને માટે છે! શું તું આ માનતો નથી? અરે, અમારે ત્યાં એવા ગ્રન્થો રચેલા છે કે જે આ સત્ય પુરવાર કરી બતાવે છે."

બ્રાહ્મણે બોલવું બંધ કર્યું નહીં હોય એટલામાં તો બગદાદથી આવેલા એક યાહુદીએ વાર્તાતન્તુ ઉપાડી લીધો : "મિત્ર, એ સત્ય નથી!"–અને આમ બોલી તેણે એક હાસ્ય કર્યું; "ખરા ઈશ્વરનું નામ બ્રહ્મ નથી, મનુષ્યની ભાષામાં ઈશ્વરને નામજ નથી; પરંતુ આપણ મર્ત્યજનો આગળ તેની અગાધ શક્તિ અને અપાર મોટાઇનું ભાન કરાવવા તેને કેટલાંક ઉપનામો અપાયાં છે ખરાં. અમે તેને જેહોવા કહીએ છીએ, તેનો અર્થ એવો થાય છે કે જેનાથી સઘળું અસ્તિત્વમાં આવ્યું તે. અમે તેને એડોની કહીએ છીએ; તેનો અર્થ પ્રભુ એવો થાય છે. અને એવાં જ બીજાં ગુણવાચક નામો છે. પરંતુ અબ્રાહમ, ઈઝાઈક અને જેકોબના પ્રભુનું તો મુકરર નામ જ નથી. જે સાચો ઈશ્વર છે અને આ સત્ય સર્વકાળે તેણે યાહુદી લોકની વામાં આવે છે. પત કરી આપ્યું છે. તેણે પોતાની અનન્ત પ્રીતિ અને પ્રેમ આવે છે આથી તેમની - ખાસ માણસો તરીકે પસંદ કર્યા છે. જ્યારે તે અમને

શિક્ષા કરે છે ત્યારે પણ અમે સારી પેઠે જાણીએ છીએ કે તેનો ઇરાદો કેવળ અમારી કસોટી કરવાનો હોય છે, અને આખરે તો તે અમને દુઃખમુક્ત કરશે જ. આવું તેણે પોતે જ અમારાં પવિત્ર શાસ્ત્રોમાં કહ્યું છે. આ શાસ્ત્રો એ કેવળ શબ્દો જ નથી પરંતુ તે સનાતન સત્યો છે અને તેમાંનાં કેટલાંકનો તો અમે સ્વાનુભવ સુદ્ધાં કરેલો છે. તેટલા માટે તેના એક વચનને અમે નિઃશંકપણે માનીએ છીએ કે ભવિષ્યમાં એવો એક કાળ આવનાર છે, જ્યારે સર્વ પ્રજાઓમાં અમારો ઉત્કર્ષ થશે અને અન્ય પ્રજાઓ જ્ઞાન મેળવવા અમારે ત્યાં આવશે." ઉપરના શબ્દો બોલી ને યાહુદી પોકેપોક રડવા લાગ્યો. પરંતુ તે તેનાં અશ્રુ લૂછી નાંખે એવામાં તો એક ખ્રીસ્તી બોલવા લાગ્યો :

"ખરે મિત્ર, તું ભૂલ કરે છે, અને અન્ય સર્વ પ્રજાઓમા પ્રભુ તારી એકલી જ પ્રજાને ચાહે છે એમ કહેવામાં તું તેની નિન્દા કરે છે. આ ઘણું જ ગેરવાજબી કહેવાય. તને એટલી યે સમજણ પડતી નથી કે એ જ પ્રભુએ જીવતી પ્રજાઓના અન્યોમાંથી તારૂં નામ સરખું પણ ઘણા કાળથી ભુંસી નાખ્યું છે. દિવસે દિવસે તારી પ્રજા ક્ષિણ થતી જાય છે, જ્યારે અમે ખ્રીસ્તીઓ પૃથ્વીના ચારે છેડાઓ સુધી પથરાતા જઇએ છીએ. શું આથી સિદ્ધ થતું નથી કે પરમેશ્વર અમને એકલાને જ ચાહે છે ?—આ જીંદગી અને હવે પછી આવનાર જીંદગીના અમને જ વારસ બનાવ્યા છે ?—અને બીજી બધી સર્વ જાતો.અને પ્રજાઓ નરકના દુઃખોમાં સડવા જ નિર્માયલી છે ?" આ ઉપરથી એક લ્યુથરનો અનુયાયી તેનુ હાસ્ય ન ખાળી શકવાથી બોલી ઉઠયો :

"ઓ મૂર્ખ ખ્રીસ્તી ! અંધશ્રદ્ધામાં ડૂબેલા યાહુદી સાથે તું વાદમા ઉતર્યો તે અગાઉ તો મને લાગેલું કે તારી પાસેથી ડહાપણના શબ્દો સાંભળવા મળશે. પણ તારા પોતાના ધર્મદ્વારા જ મનુષ્ય જાતનો મોક્ષ થશે એવા તારા નિર્લજ વચનેથી મારી બધી આશાઓ ભાગી ગઇ ! ઈશ્વર, જીસસ ક્રાઇસ્ટ અને મનુષ્યજાત વચ્ચે તમે પોપનું (ધર્મગુરુનું) મધ્યસ્થપણું સ્વીકારો છો અને એની સત્તામાં શ્રદ્ધા રાખો છો, પરંતુ અમને લ્યુથરમતાનુયાયીઓને બરાબર ખબર છે કે પ્રભુને કોઇ મધ્યસ્થની જરૂર નથી. તેટલા માટે અમે એને અને ઘણા કાળથી વિસ્મૃત થયેલા એના પુત્રને ભજીએ છીએ."

આ વખતે એક ખુણામાં એક મુસલમાન જે બીડી ફુંકતો હતો

લ્હેજતમાં ઝોકતો હતો તેણે ટીકા કરતાં કહ્યું: "તમે પણ મૂર્ખાઈ ભરેલી વાત કરો છો. તમે બન્ને તમારા ધર્મની કીર્તિ ગાઓ છો અને બડાઇ મારો છો પણ તમે તે સાથે ભૂલી જાઓ છો કે લાંબા વખતથી અમારા પયગમ્બર મહમ્મદ સાહેબે તમારા કરતાં વધારે સારો અને ઉચ્ચ દરજ્જાનો ધર્મ સ્થાપ્યો છે. એ ધર્મ એવો સારો છે કે તે દુનિયાના સૌથી પુરાણો દેશ ચીનમાં પણ આજે વૃદ્ધિ પામતો જાય છે! અમારે દેવદેવીઓ કે મન્ત મહન્તો નથી; અમે તો માત્ર અલ્લાને અને એના પયગમ્બર મહમ્મદને જ પૂજીએ છીએ. તો હવે કહો જોઈએ, કોનો ધર્મ વધારે સારો છે?"

તે મુસલમાનના બોલી રહ્યા પછી બુદ્ધમતાનુયાયી, લામામતાનુયાયી અને પારસી દરેક જણુ વારા ફરતી વાદવિવાદમાં ઉતર્યાં અને પોતાનો ધર્મવિધિ શ્રેષ્ઠ છે એમ સિદ્ધ કરવા લાગ્યા. આથી તકરાર લંબાઈ. પરંતુ આ વખતે એક ખુણામાં એક માણસ ધીમે ધીમે ચાહ પીતો હતો. આવા નિરર્થક વાદવિવાદમાં ઝંપલાવવાની તેની ઇચ્છા બિલકુલ નહોતી. તે ચીનદેશનો રહેવાશી હતો. ઉપરનો વાદ બંધ થયો કે તરત જ તેની આગળપાછળના બધા મિત્રો અભિપ્રાય આપવા તેને આગ્રહપૂર્વક કહેવા લાગ્યા. ઘણી આજીજી અને આગ્રહ પછી તેણે પોતાનો અભિપ્રાય આપવાનું કબુલ કર્યું.

તે બોલ્યો; "મિત્રો, જો દરેક પ્રજામાં પોતાનું જાત્યભિમાન ન હોત તો દુનિયામાં વધારે શાન્તિ અને સમજણ હોત. જાત્યભિમાન જ બધી જાતનાં વિઘ્નો અને ક્લેશોનું મૂળ કારણ છે. જો તમારી મરજી હોય તો હું તમને મારા અનુભવની એક વાત કહું. એક વખત હું એક અંગ્રેજ આગબોટ ઉપર મુસાફરી કરતો હતો. લાંબી મુસાફરી માટે પીવાના પાણીનો મોટો જથ્થો લેઈ લેવાય એટલા માટે સુમાત્રાના એક નાના ટાપુ આગળ અમે લંગર નાખ્યું. થોડા જ કલાક પછી ત્યાં એક આંધળો માણસ અમારી આગબોટ ઉપર આવ્યો. તે જન્મથી આંધળો હતો કે પછીથી થયો હતો તે વિશેનો ખુલાસો કરતાં તેણે જવાબ આપ્યો કે હું જન્મથી તો આંધળો નહોતો. સૂર્ય સામે ટગર ટગર જોઈ રહેવાથી થોડા વખતથી જ મેં મારી આંખો ગુમાવી છે. સૂર્યની બનાવટ અને તેના ધર્મો જાણવાને હું ઘણોજ આતુર હતો. દીર્ઘ સમયથી તેની સામે જોઈ રહેવાથી હું તદ્દન અંધ થઇ ગયો અને હવે તો ચોક્કસ માનું છું કે સૂર્ય એ કેવળ આંખનો ભ્રમ છે અને વાસ્તવિક રીતે તો તેની હયાતી જ નથી."

પોતે કહેલી વાર્તાની કેવી અસર થઇ હતી તે નિરખવા જરાવાર થોભી તે ચીનાએ બોલવાનું પાછું ચાલુ કર્યું: "સૂર્યની બાબત વિશે મેં તમને કહ્યું તે ઈશ્વરની બાબતને પણ લાગુ પડે છે. દરેક પ્રજાએ પોતાના ઈશ્વર તરફ એટલા લાંબા સમયથી અને એવા આગ્રહથી જોયાં કર્યું છે, અને આવી રીતે જે વસ્તુઓ બુદ્ધિના પ્રદેશ બહારની છે તેમને સમજવા એવો તો યત્ન કર્યો છે, કે તે તદ્દન અંધ બની ગઇ છે; અને આથી પોતાની સ્વમાનની કલ્પનાને બંધબેસતું આવે એવું જ પ્રાણી ઈશ્વરમાં જોઇ શકે છે. ખરી વાત તો એવી છે કે સૌથી જડમાં જડ મૂર્તિપૂજકો કરતા પણ ખ્રીસ્તો ઓછા અંધ નથી, અને તેથી જ તેમના સર્વ પંથો અને દેવળો એક જાતની આત્મવચ્ચના અને અસત્ય ઉપર રચાયલાં છે! જ્યાં સુધી તમે વસુધાકુટુમ્બમાં સમાયેલી ભાતૃભાવની લાગણીથી અજાણ હો ત્યાં સુધી તમને ઈશ્વર કે ધર્મ માટે બોલવાનો કશોજ હક નથી."

આ સાંભળી સર્વ મુસાફરો તે નમ્ર ચીના આગળ ઝંખવાણા પડી ગયા અને કોઇ ઊંડા ધ્યાનમાં ડૂબી ગયા.

**વનમાળી**

---

# માલતી



૩

આ બનાવ બન્યા પછી કુમુદ બહુ શરમીંદી બની. પણ માલતી આ બાબતો વિશે તેમજ તેના સંબન્ધમાં થતા ફેરફારો વિશે બિલકુલ જાણતી નહોતી, ને તેથીજ તેનું વદન જો કે સૂર્યના સખ્ત તાપમાં ભટકવાથી કરમાઈ ગયું હતું, તોપણ સ્મિત કરતું જણાતું. છતાં કેટલીક વખ્તે ઘરનાં માણસો ઉપર ગમગીનીની અસર છવાઈ ગયેલી જોઇને તેનું મૃદુ હૃદય દ્રવતું હતું, અને દરેક બાબતથી અજાણી માલતી પોતાની હમેશની ગમ્મતથી કુમુદને હસાવવાને પ્રયત્ન કરતી. જે પુષ્પો તે વધારે વ્હાલી તે કુમુદને બક્ષિસ આપતી. પણ આમ છતાં જ્યારે તે તેને રીઝાવવાના પ્રયત્નમાં નિષ્ફળ નીવડતી ત્યારે

માલતી ગમગીનીના દરિયામાં ડુબી જતી, ને કાઈ એકાન્ત સ્થળમાં જઇને રડતી. તે એકલી નદી કિનારે જતી ને રાત્રે મોડા સુધી ઘર તરફ પાછી ફરતી નહિ. ઘેર આવ્યા બાદ તે સુરેન્દ્ર પાસે બેસતી. તેના મનનું વલણ સુરેન્દ્રના સ્વભાવ ઉપર બહુજ આધાર રાખતું. જો તે તેને ખુશમિજાજમાં જોતી તો તે હર્ષ પામતી. જો તેમ ના જણાય તો તે ફક્ત એકલી નદી કિનારે રડવાને જતી. એક વખતે જ્યારે તે ત્યાં હુસકાં ખાતી રડતી હતી ત્યારે સુરેન્દ્રને તેને જોતાં નવાઈ લાગી. તે પાછળની બાજુએથી તેની પાસે આવ્યો ને તેના ખભા ઉપર પોતાના હસ્ત મુકીને કહેવા લાગ્યો "ઓ માલતી! તું આ સ્થળે ફક્ત એકલી કેમ બેસી રહી છે?" તેના સાદથી તેને ઓળખીને માલતીએ નીચું ઘાલ્યું ને ચક્ષુમાંથી અશ્રુધાર વહેવા લાગી. તે શા માટે હુસકાં ખાતી રડે છે તે પોતે જાણતી નહોતી તો તે તેને શી રીતે કહી શકે? સુરેન્દ્રે તેનાં અશ્રુ લુછી નાંખ્યાં ને ફરીથી પૂછ્યું "માલતી, તું શા માટે રડે છે?"

માલતીએ આ પ્રસંગનો લાભ લઈ ગણુગણુતા સ્વરમાં જવાબ આપ્યો "ભાઈ, ત્હમને હવે શુ થયું છે કે ત્હમે પહેલાંની માફક મારી સાથે વાતો કરવામાં ભાગ લેતા નથી. મેં ત્હમારૂ કોઈ પણ રીતે કંઈ બગાડયું નથી."

માલતીના આ નિર્દોષ શબ્દોથી તે યુવાનને હસવું આવ્યું ને તેણે કહ્યું, "માલતી, ત્હારી સાથે ગુસ્સે શી રીતે થાઉં? તું મ્હારા હાલના દુઃખનું તેમજ રડવાનું કારણ સ્હમજી શકે છે? અરે! તું તે સ્હમજવાને બહુ ન્હાની છે."

સુરેન્દ્ર તેને ન્હાની કહેતો હતો. જો કે તે ૨૦ વર્ષની હતી તો પણ નિષ્પક્ષપાત અને નિર્દોષતાને લીધે તેનું હૃદય બાલકના જેવું મૃદુ હતું. પણ તેનામાં સ્ત્રીના જેવી ચેતના હતી. સ્ત્રી પોતાના હૃદયની કોમળતાને લીધે દુઃખી માણસો ઉપર દયાજનક વૃત્તિથી નજર કરે છે તેમ માલતી જોકે અનુભવ વિનાની હતી તોપણ તેનું હૃદય બીજાના દુઃખોથી દુભાતું ને જેમ બને તેમ તે બીજાઓના હૃદયનું દુઃખ ઓછું કરવા પ્રયત્ન કરતી.

માલતીએ પૂછ્યું, "ભાઈ! શું હું ત્હમને સ્હમજી શકું તેવી નથી? શું ત્હમે મ્હને હમણાં એક ન્હાની છોકરી કહો છો? ત્રણ વર્ષ પહેલાં હું સઘળું જાણવાને લાયક છું એવું ત્હમે કબુલ કર્યું નહોતું? શું હું તે જાણવાને હજુ સુધી ઉમ્મર લાયક થઈ નથી?"

સુરેન્દ્ર સૃષ્ટિનું પ્રાણી હતો, તે ફિરસ્તો ન હતો કે તે માલતીની ઇચ્છાને કબુલ ન થાય. તેનું હૃદય આપોઆપ ત્હેની ઇચ્છાને આધીન થયું. તેણે કહ્યું, "માલતી, મ્હારા દુઃખની વાત તું સાંભળવા માગે છે? મ્હારા સુખનું મૂળ તે આ વખતે મ્હારા દુઃખનું કારણ છે. કુમુદે પોતાની જાતને તેમજ મ્હને દુઃખી બનાવ્યો છે."

પછીથી તેણે માલતીને ટુંકાણમાં સઘળી વાત સ્હમજાવી. માલતીએ શાંતિથી ધ્યાનપૂર્વક ત્હેની વાત સાંભળી. તેના ફીક્કા હોઠ ધ્રૂજવા લાગ્યા. તેનું નૂર વિનાનું વદન વાદળ રહિત આકાશ તરફ દષ્ટિ નાખી રહ્યું હતું. ઉઠી કે તરત જ તે રડવા લાગી, ને સુરેન્દ્ર પણ તેની સાથે રડવા લાગ્યો.

કેટલાક વખ્ત વીત્યા બાદ તેણીએ કહ્યું, "ભાઈ, રડો માં. ત્હમારા શબ્દો મ્હને આશ્વાસન આપી શકતા નથી. ભાઇ! ત્હમને સુખી કરવા મ્હારે શું કરવું જોઇએ? મારૂં મૃત્યુ ત્હમારી સઘળી ચિંતાઓ દૂર કરશે. કેમ ભાઈ! નહિ કરી શકે?"

સુરેન્દ્ર માલતીના આવા શબ્દો સાંભળીને ફરીથી રડવા લાગ્યો. તે શું કહેવા માગતી હતી તે તેણે જાણ્યું પણ તેનો જવાબ તે આપી શક્યો નહિ. માલતી થોડા વખ્ત સુધી શાન્ત બેસી રહી. પછીથી તેઓ વિચારગ્રસ્ત બની ગયાં ને પોતાની જાતની પરવા વિના ત્યાં ઉભાં. તે યુવાન ઉંચા સ્વરે બોલ્યો, "જે કુમુદને હું મ્હારા ખરા અંતઃકરણથી ચ્હાઉં છું તે મ્હને આવી રીતે દુઃખ ઉપજાવે તે શું યોગ્ય છે? અરે, આ અસહ્ય વેદના! અરે, તેના પ્રત્યેના મ્હારા પ્રેમનો આ બદલો?" માલતી આ શબ્દો સાંભળીને શુદ્ધિમાં આવી ને કહ્યું, "ભાઇ, ત્હમે શું બોલ્યા? શું કુમુદ એમ ધારે છે કે ત્હમે તેના કરતાં મ્હને વધારે ચ્હાહો છો?"

સુરેન્દ્રે આનો પ્રત્યુત્તર ના આપ્યો. માલતીએ ફરીથી પૂછ્યું, "શું કુમુદની એવી માન્યતા છે કે ત્હમે મ્હને ત્હેના કરતાં વધારે પ્રિય ગણો છો?" સુરેન્દ્રે વિચારમુક્ત થઇને ધીમે સાદે કહ્યું, "હા."

આ યોગ્ય પ્રસંગે કુમુદ આ ફક્ત છેલ્લો શબ્દ સાંભળવાને તે સ્થળે આવી. તેનું હૃદય સ્થિર બન્યું. તેને લાગ્યું કે તેની ધારણામાં કંઇ ભૂલ નથી, ને તેના સંશયોને આથી પુષ્ટિ મળી. તેણે જે પોતાની આંખે જોયું

હતું તે તેના કાને સિદ્ધ કરી આપ્યું. તેનો વહેમ કૃત્રિમ યોજનાનો ન હતો. તેણે હમણાં પોતાના કર્ણદ્વારા સુરેન્દ્ર અને માલતી વચ્ચે થયેલી સ્નેહગોષ્ટી ધ્યાનપૂર્વક સાંભળી. દુઃખથી ગાભરી બનીને કુમુદ અર્ધી ગાંડી બની ગઇ ને અજાણતાં નદી કિનારા તરફ ત્વરાથી દોડી. તેણે છેલ્લી લાંબી નજર પોતાના ગૃહના પાછલા ભાગ તરફ ને નદીના આગલા ભાગ ઉપર નાંખી. વિદ્યુતલતા ચમકારની માફક તેણે એકદમ વાચા ઉચ્ચારી, " હું કોણ છું ? હું કોના આશ્રય નીચે છુ ? જો હું મ્હારા પતિની ના હોઉં તો બીજા કોના આશ્રય નીચે છુ ? જ્યારે મ્હારા પોતાના પતિ મ્હારી તરફ આટલા બધા બેદરકાર છે ત્યારે બીજું કોણ મ્હારી સંભાળ લેશે ? આ જગતને મ્હારો જરૂર નથી. સમાજને હું ઉપયોગી નથી. સગાં વ્હાલાં મારી દરકાર રાખતાં નથી, બીજાને હુ શું કહું ? મ્હારી પોતાની જાત ધિક્કારપાત્ર છે. ત્યારે મ્હારે શા સારૂ આ દુઃખ સહન કરવા આ જગતમાં જીંદગી પસાર કરવી જોઇએ ? જો આજ રાત્રે હું મ્હારી જીંદગીનો અંત આણી દઉં તો રવિ ને સોમ ઉગતા અટકશે નહિ; પૃથ્વી સૂર્યની આસપાસ ફરતી બંધ રહેશે નહિ, ઋતુઓ હમેશની માફક બદલાતી રહેશે. સોમ હમેશની માફક ફર્યા કરશે—" આમ બોલીને તેણે આમ તેમ જોયું. તેનું મસ્તક ભમવા લાગ્યુ, તેણે સઘળી દિશાઓમાં ઘોર અંધારા સિવાય બીજું કાંઈ જોયું નહિ. પૃથ્વી, આકાશ, નદી ને સઘળી વસ્તુઓ અંધારમય દેખાઇ. દરેક ઠેકાણે ઘોર અંધારૂ વ્યાપી ગયું ને તેણે તે નદીના વાદળી રંગના પાણીમાં કુદકો માર્યો.

કારણ સિવાય કુમુદને નાશી ગયેલી જોઇને સુરેન્દ્ર ને માલતી તેની પાછળ પાછળ ગયાં. જે ક્ષણે તેણીએ પાણીમાં ડૂબકી મારી તે વખતે સુરેન્દ્રે પાણીમાં કૂદકો માર્યો ને તેને કિનારા પર લાવ્યો.

માલતી આ સઘળુ જોઇને બેભાન બની ગઇ ને જ્યાં આગળ તે ઉભી હતી ત્યાં આગળ પથ્થરના પૂતળા માફક સ્તબ્ધ બની ઉભી રહી.

( અપૂર્ણ )

મોહનલાલ લ. કોઠારી

# સૌંદર્યમાં રસાસ્વાદ



વનઉપવનની વનસ્થલી નિરખી રસિકની વૃત્તિઓ ઉછળે, કોકિલાનો ટુહુકાર ઝીલી કવિની ભાવના ચમકે, યૌવનમયી સુન્દરીનું લાવણ્ય પ્રેક્ષી રૂપમુગ્ધની ઇંદ્રિયો ચળે, વીણાનો ઝણઝણાટ સાંભળી સંગીતાત્માના તાર છેડાય, સુખદુઃખનાં મોજામાં ઝૂલતાં પ્રાણીઓનું અંતર્દર્શન કરી યોગીનું હૃદય અનુકમ્પાથી દ્રવીભૂત થાય, રણસગ્રામનો દુદુભિનાદ સાંભળી શૂરવીરનું દેહશૌર્ય ધ્રૂજે, યુગયુગના પડદા–ભૂતકાલની ઇતિકથાના સ્મરણ લેખ વાંચી–અવતાર પુરૂષની ચરિત્રલીલાનું શ્રવણમનન કરી ભક્તની આર્દ્રતા દ્રવે, જડતાની દિવાલો તોડી પ્રીતિપાત્રોની પ્રેમોર્મિ જાગ્રત થાય, અને સ્થલકાલના સમુદ્ર ઉલંઘી જઈ અગમ્ય એકતાનો સાક્ષાત્કાર અનુભવવાની જ્ઞાનીમાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય, એ સૌ રસપ્રદેશમાં રમણ કરાવનાર અવ્યક્ત સત્તના વ્યક્ત પ્રાણાત્મા–અનન્ત વિશ્વને તત્રમાં રાખનાર–સમસ્ત બ્રહ્માંડને મંત્રમુગ્ધ બનાવનાર–મોહની ક્રીડાને રાસમાં રમણ કરાવનાર પેલા કલાધર કૃષ્ણનીજ લીલા ચમત્કૃતિ છે!

સ્થૂલદષ્ટિએ દિગ્દર્શન પામતાં અહીં માત્ર સ્થૂલના નામરૂપવત્ આકારોજ પરસ્પર આકર્પાતા જણાય છે; અને જડપદાર્થોના સંયોગભોગથી ઉદ્ભવ પામતા રસાસ્વાદની લ્હાણોમાંથી એ જિજ્ઞાસા–આનન્દવાગ્છના–સુખ અને શાન્તિની ઇચ્છા ઉપાર્જિત થ ય છે–પ્રદુર્ભાવ પામે છે, એવી રહમજણ પૃથ્વીનો માનવ માયારૂઢ પૂતળા જેવો અહતાગ્રહના સ્વાર્થ સુખને પ્રાધાન્ય અર્પનારો–અંતઃકરણના દ્વૈતાભાસના દબાણમાં અનુભવે છે.

જલસાગરના તરગો ઉછળતા ઉછળતા અનેક દિશાઓનું પરિક્રમણ કરી છેવટે જલરૂપે પોતામાંજ શમી જાય છે, અને પાછળથી તરગદેહની ક્રીડાનું ભાન સરીખુંય પણ વિનાશ પામે છે, તેમ વિશ્વતરગમાં બ્રહ્માંડની સકલ તરગલીલામાં લોકપાતાળમાં ઘૂમતો માનવજીવ રસાસ્વાદની ઝાંખી કરી અન્તે પોતામાંજ, આત્મામાંજ શમે છે, અને દેહના ભોગ–રોગનું અસ્તિત્વ નામરૂપ સહ્જ વસ્તુતઃ વસ્તુરૂપે બિરાજે છે. સૃષ્ટિની આ અસદ્દ અગમ્ય લીલા છે. અને પરિક્રમણ કરી થાકેલો જીવ, દુઃખ જજાળથી છૂટવા મથી, છૂટીને શિવભાવ અનુભવે છે

છે, અને સૌંદર્યદેવનો પોતાપર અધિકાર સ્હમજે છે, ત્યારે પેલો પૂજ્યને સેવક બનાવવા તત્પર રહી, પોતાનું તેનાપર સ્વામિત્વ મેળવવા અહંભાવની ગર્જના કરે છે.

એક ચોર અન્ય ચોર સાથે મળી જ્યારે કાવતરૂં રચે કે કોઇ દુરાચારી સહકારી મંડળી સાથે મળી દુષ્કૃત્ય આચરે ત્યાં કેવલ બુદ્ધિચાપલ્યની શક્તિનો લાભ લઇ, ગતજન્મની શક્તિની સિદ્ધિનો દુરૂપયોગ સાધી, પાર્થિવ પદાર્થોમાં મોહભ્રષ્ટ થયેલા ચિત્તની વૃત્તિઓ બલવત્તર બને છે, અને પ્રારબ્ધની અનુકૂળતા પુરૂષાર્થરૂપે ભાસમાન થઇ અહભાવ વધારી આપે છે. લોક એમ સ્હમજે છે કે અસુરોની મંડળી હોય છે, ભાવાર્થ કે તેઓ પણ સંપીને કાર્યસિદ્ધિ કરે છે, પણ યથાર્થતઃ તેમા વ્યક્તિગત અહતાના દૃઢીકરણ વિના બીજું કશુંએ નથીજ. ઘણાં દૃષ્ટાંતો મોજૂદ છે કે ચોરો સાથે મળીને ચોરી કરી આવ્યા હોય ત્યારપછી એજ માલમત્તાને માટે પરસ્પર લ્હડી દેહ ગુમાવે છે. અને વિશેષ સ્પષ્ટતો એ છે કે જ્યા જ્યાં વિલાસ અને જ્યાં જ્યાં મોહ ત્યાં ત્યાં દેહભાનનો અધિકાર વધારવાની તીવ્ર વાસનાઃ સુરલોકના દેવો ને પણ ભોગવિલાસની અતૃપ્તિ હોય છે ત્યાં દ્વેષ અને ઇર્ષ્યા વિના બીજી કઈ લીલા રમે છે ? અસ્તુ!

આ વિચારપ્રસગનુ પૃથક્કરણ કરવાનું તાત્પર્ય એજ છે કે જ્યારે વૃત્તિઓનું વલણ રસપોષણ પામવા પ્રતિ હોય છે, તો તે પ્રગતિ અન્તઃકરણમાં સરલતા આદિ સદ્‌ભાવો ઉપજાવી વિશુદ્ધિ સમર્પે છે; પરતુ જડપદાર્થમાં રત થયેલી વૃત્તિઓ સ્વાર્થાંશની અધિકતા વધારી અહભાવ સતેજ કરાવ્યાં કરે છે તત્ત્વશૃંગપરથી નિહાળતા દેવદાનવની સૃષ્ટિ હમેશાં સમાન બલથીજ કામ કર્યા કરે છે; અને અનાદ્યન્ત માયાની ભૂમિઓમાં—બધા લોકમાં એજ મોહની સ્વરૂપ જડ વા ચેતન પદાર્થના આભાસે વ્યક્તિ વિષયક બનેલા જીવને નવનવીન અનુભવો ચખાડે છે. આ વ્યાપારને આપણે સંસારચક્ર કહીએ કે જ્ઞાન અજ્ઞાનનીલીલાનુ નામ આપીએ પરન્તુ જ્યાં સુધી એ અનુભવમાલાના બધા મણકા જીવ નથી ફેરવી લેતો ત્યાં સુધી ભાગ્યેજ એના ચિત્તમાં પરમશાશ્વત સુખની જિજ્ઞાસા ઉદ્‌ભવ પામેછે. એકથી થાકી બીજામાં મોહ પામે છે, અને એમ ને એમ ઉત્તરોત્તર કર્મશીલ રહી, દેવ કે દાનવ ગમે તે ભાવના અને સંપત્તિથી પ્રવાહમાં વહી બલવૃદ્ધિ પામતો જાય છે. જેટલે અંશે એક કામકામી પુરૂષ લોભમોહ વિવશ રહી પદાર્થપ્રાપ્તિ માટે યત્ન પ્રયત્નની પ્રવૃત્તિ કરી સફળતા મેળવે છે, અને અહંભાવમાં બળવાન બને છે; તેટલેજ અંશે ઇષ્ટમૂર્તિના રસાસ્વાદની લ્હાણો લેવા સૌંદર્યવાન મૂર્તિનો પૂજક દિનપ્રતિદિન સર્વે પાર્થિવ પદાર્થોના અને અન્ય કઠોર કઠિન વૃત્તિઓના ભોગે પોતાના ધ્યેયનું ધ્યાન પામવા મથેછે. આ સર્વ વિવરણ એક સામાન્ય દૃષ્ટિપાતનું પરિણામ સ્હમજાય છે. દેહ-

ભાન એ સ્વાર્થભાન છે; અને ભોગવિલાસની એ પરાકાષ્ટા છે; જ્યાં સુધી એ દ્વૈતભાસનું મૂળ અસ્તિત્વ ભોગવ છે, ત્યાં સુધી વિકારના પરિણામની પરમ્પરામાંથી મુક્ત થવાતુંજ નથી; આથીજ પૂજનના વિધિમાં, ભક્તિની ભાવનામા, સેવકની સેવાબુદ્ધિમા, હમેશાં દીનતા રહેવી જોઇએ. પોતે નહીં, પોતા માટે નહીં, આચરે છે એવું પણ નહીં, એવી સતત્ ભાવના હમેશાં એની પુજ્ય બુદ્ધિએ સ્થિર કરવી જોઇએ. સર્વ ઇષ્ટ માટે, પરમેશ્વર પ્રીત્યર્થમ્, એજ એનો મુદ્રામંત્ર—એજ એની ઇષ્ટ ઉપાસનાનું સૂત્ર.

આધ્યાત્મિક લાભાલાભનો વિષય તો એવો છે કે મનુષ્ય પરમસૌંદર્યના ચિન્હજેવી ચેતનમૂર્તિમા મુગ્ધ થતાં પ્રમત્ત બનતો મોહમાંથી સ્નેહમાં સરે છે; ત્યાંથી પ્રીતિની પ્રભુતામા જઈ પ્રેમની પરાકાષ્ટા ઉતરતી, દ્વૈતભાવે દૈવસપત્તિનો અધિકાર, પ્રસાદ પામી અને પરમકલ્યાણ-પરમસૌંદર્યનો આસ્વાદ ચાખી અદ્વૈતનો સાક્ષાત્કાર અનુભવે છે.

એ પરમસૌંદર્ય-એ પરમતત્ત્વ સ્થલકાલની ટૂંકી ટૂંકી—તત્ત્વ દૃષ્ટિથી ટૂંકી પણ માનવદૃષ્ટિથી ઇતિહાસની લાંબી લાંબી હિતઅહિત, અને કલ્યાણ અકલ્યાણની વિચિત્ર્ યોજના અનુસાર, બ્રહ્માડમાં વ્યવસ્થિત યોજાયેલ સંસારના સકલ વ્યવહારમાં યોગ્ય લીલા ખેલે છે, અને દર્શનમાં લીલા દેખાડી અભાવમાં લીલા વિસ્તારે છે, યુગેયુગે સભવી સેવપરાયણ થઈ રહેલાં પાત્રોને સ્વાનુભવ કરાવે છે.

અને એ માનવ! એ લીના પ્રકરણની કે વિશ્વક્રમની નિરીક્ષક દૃષ્ટિ બાજૂપર રહેવા દે! પણ જો! પ્રત્યેક પરમાણુમા રેતીના કણમા કે પર્વતની શિલામા—વાયુના જન્તુમાં કે હાથીના વિશાલ દેહમાં—યાચકની દીન દશામાં કે નૃપતિના ગજવિનાસમા—કદ્રૂપની દયામય સ્થિતિમાં કે રૂપવાનના રૂપવૈભવમાં—મદમત્સરાધીન પૂતળામા કે યોગીત્યાગીની સત્ત્વભાવનામાં 'સર્વત્ર હુંજ છુ' એવું પરમ વચન એ પરમ પુરૂષે આપણને આપી દીધુ છે, તારે ભાગ તો શ્રદ્ધા!—પરમશ્રદ્ધા—જ્યા જ્યાં બલ દર્શન થાય, જ્યાં જ્યાં શક્તિસંચાર જણાય, જ્યાં જ્યાં આકર્ષણ પ્રતીત થાય ત્યાં ત્યા પૂજ્યભાવ સેવવાનો છે. દૃષ્ટિમા દૈવી અંશ મૂક; વૃત્તિમાં સેવકભાવ સ્થાપન કર; અતઃકરણમા ભક્તિની ભાવના જાગ્રત કર; અને પછી જ્યાં જ્યાં અગમ્ય વાચામુગ્ધા બોલે, જ્યાં જ્યાં નેત્ર ચમત્કાર ચમકે ત્યાં અતઃકરણને નમાવ ડૂબાવ—ઝંપલાવ એ તત્ત્વસાગરમા. પછી અશ્રુપાત કે પરમતૃપ્તિ એ બાહ્યબુદ્ધિ રૂપે ભમતો ભેદાભેદ અને અતૃપ્તિની આશંકારૂપે જણાતી નિરાશા એ સ્વભાવતઃ જ વિરમશે વીર! કલ્યાણ હો સાધકને! પ્રાપ્તિ હો ભક્તને ઇષ્ટની!

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥

स्नेहज्योति.

# વિજ્ઞપ્તિ



૧. જે સજ્જનો તથા પુસ્તકશાળાને તેઓ ગ્રાહક ન છતાં આ અંક નમુના દાખલ મોકલ્યો છે, તેઓ તેનો સ્વીકાર કરી ગ્રાહક **થશે એવી વિજ્ઞપ્તિ છે.**

૨. સુવાચ્છના પ્રસિદ્ધ કરવાનો આ પ્રયાસ એક જાહેર મંડળીનો છે એ ધ્યાનમાં લઇ દરેક ગ્રાહકબન્ધુ અથવા તો આ સંસ્થા અગર માસિક તરફ સમભાવ દર્શાવનાર બન્ધુ ગ્રાહક થઇને અથવા કરાવીને, ઉમદા **પ્રવૃત્તિને ઉત્તેજન આપશે એવી આશા છે.**

૩. અગાઉથી ગ્રાહક થઇને જે બન્ધુઓએ આશ્રય આપ્યો છે તે સિવાયના અન્ય બન્ધુઓ ગ્રાહક તરીકે એમનું નામ નોંધાવવાની કૃપા કરશે કે જેથી અમે હવે પછીનો એક વી. પી. થી મોકલી શકીએ

**૪. સુવાચ્છનાને ગ્રાહક થઇને અગર બીજી કોઈ રીતે મદદ કરવી તે એક ઉમદા હેતુઓથી કામ કરનાર સસ્થાને મદદ કરવા બરાબર છે.**

૫. જે માસિકપત્રો તથા સાપ્તાહિક પત્રોને આ માસિક મોકલાય છે, તે બદલામાં અમને નિયમસર મળશે એવી આશા છે

તન્ત્રી.

---

# સૂચનાઓ

૧. આ પત્રમાં લખનારે શુદ્ધ ભાષામાં, પત્રની એક બાજુએ, તથા શાહીથી લેખો લખવા જોઇએ

૨. લેખકોએ અમારી અંગત જાણ માટે તેમનુ પૂરૂ નામ તથા ઠેકાણુ મોકલવુ જોઇએ

૩ હિંદુસ્તાનની બહાર વી. પી. જઈ શકતા નહીં હોવાથી, ગ્રાહક થનારે રૂ ૧-૧૨-૦ મનીઓર્ડરથી મોકલવા

૪ કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે

**જાહેર ખબરના ભાવ માટે લખો—આ પત્રના તન્ત્રીને.**

---

# હીંદના વિદ્યાર્થીઓને

એક અકવાડીઆ ઉપરજ એક હીંદુ મિત્રે મ્હને કહ્યું હતું – 'આ મૃત ભૂમિ છે ' મ્હેં જવાબ આપ્યો કે જેઓ પોતે મરેલા છે તેજ એવું માને છે અને મેં પુછ્યું, ' શુ હીંદનો વિદ્યાર્થીવર્ગ મરી ગએલો છે? મ્હારા મિત્રે કબુલ્યુ કે તે વર્ગમા જ મ્હારી આશા છે પણ મ્હેં કહ્યું નહીં મને એમા પુરેપુરી શ્રદ્ધા છે ઘોગ વખતથી વિદ્યાર્થીવર્ગ ઉપર ઘણી ટીકાઓ કરવામા આવે છે પરતુ જો વિવેકપૂર્ણ વિચાર કરવામા આવે તો નારીપાસ થવા જેવુ કશુ જ નથી હુ પોતે તેમની સ્થિતિ માટે ચિંતાતુર નથી વિશ્વમાં કશુજ કેવળ સંપૂર્ણ અગર કેવળ નિર્માલ્ય નથી દરેક સદ્ગુણમા પણ કંઇક અવગુણને અવકાશ છે, સદ્ગુણ અને અવગુણ એ બેમા શુ વધારે છે તેજ માત્ર વાસ્તવિક રીતે જોવાનું છે વિદ્યાર્થીઓમા દોષો છે–( અને કોનામા નથી ? ) પરંતુ સ્વમાન અને શક્તિ, જે પોતે પ્રશસાપાત્ર છે, તેમની સાથે આ દોષો સંકળાયલા છે અલબત્ત, બધાય ઇચ્છે કે આ દોષો દૂર થાય, પરતુ હુ પોતે, વિદ્યાર્થીઓને જડ, બોધરા જેવા અને સ્વમાન વગરના જોવા કરતા એ દોષોવાળા જોવાનું વધારે પસદ કરીશ વિદ્યાર્થીઓમાં ઘણા કીમતી અને ઝળકતા ભાવિની શરૂઆત થએલી હું જોઈ શકુ છુ વિશ્વ એ દૈવી શક્તિનો આવિર્ભાવ છે, અને મનુષ્યો એ મહાન્ શક્તિના અંશ છે દૈવી કલ્પનાએ તમને જે માર્ગ ઉપર મૂક્યા છે, તે માર્ગને વળગી રહેવુ જોઇએ એટલે કે તમારે કાંઈ સગીન કૃતિઓ ઉપજાવી કાઢવાનો પ્રયત્ન કરવો જોઇએ તમારે કોઈ વિદેશી લોકોનુ અનુકરણ ન કરતા ખરા હીંદીઓ રહેવુ જોઇએ, અને તમારા પૂર્વજોના ધર્મ સાહિત્ય, કળાઓ અને ફીલસુફીનો અભ્યાસ કરવો જોઇએ બીજા દેશોના લખનાઓ ઉપરથી તમે ઉપયોગી શિક્ષણ ગ્રહણ કરો, **પરંતુ ત્હમારૂં પોતાનું વિસારી મુકશો નહીં** બીજાઓ પાસેથી તમે કાંઈ ગ્રહણ કરો તો તે પુરેપુરૂં પચાવી લ્યો જેથી તે ત્હમારૂં પોતાનુ થાય આ રીતે તમારો હીંદી ભાવનાનો અગ્નિ તેમા હોમાયલા સમિધથી વધારે પ્રજ્વલન્ત થશે દરેક જણે પોતાને શક્તિના એક સંચયસ્થાન તરીકે સમજીને પોતાના અને પોતાના દેશના કલ્યાણ માટે પ્રયત્ન કરવો જોઇએ આ દેશનું ભવિષ્ય વાચવાનો મ્હેં હમેશ પ્રયત્ન કર્યો છે અને હીંદના વિદ્યાર્થીઓનાં મન અને શરીર કરતા કોઇ વધારે આશાવન્તુ સ્થાન મ્હને જડયુ **નથી વિશ્વની લીલામા તમે ખરા હીંદીઓ તરીકે ઝળકો એવી મારી આશીષ છે.**

**સર જહોન વુડ્રફ**

---

# વિજ્ઞપ્તિ



૧ જે મહાજનો તથા પુસ્તકશાળાને તેઓ ગ્રાહક ન છતાં આ અંક નમુના દાખલ મોકલ્યો છે તેઓ તેનો સ્વીકાર કરી ગ્રાહક થશે એવી વિજ્ઞપ્તિ છે.

૨ સુવાક્યના પ્રસિદ્ધ કરવાનો આ પ્રયાસ એક જાહેર મંડળીનો છે એ ધ્યાનમાં લઇ દરેક ધાર્મિક બંધુ અથવા તો આ સંસ્થા અગર માસિક તરફ સમભાવ દર્શાવનાર બન્ધુ ગ્રાહક થઇને અથવા કરાવીને, ઉમદા પ્રવૃત્તિને ઉત્તેજન આપશે એવી આશા છે

૩ અત્યાર સુધીમાં ગ્રાહક થવાને જે બંધુઓએ આશ્રય આપ્યો છે તે સિવાયના અન્ય બંધુઓ ગ્રાહક તરીકે એમનું નામ નોંધાવવાની કૃપા કરશે કે જેથી અમે હવે પછીનો અંક વી. પી. થી મોકલી શકીએ

૪ સુવાક્યના ગ્રાહક થઇને અગર બીજી કોઈ રીતે મદદ કરવી તે એક ઉમદા હેતુઓથી કામ કરનાર સંસ્થાને મદદ કરવા બરાબર છે

૫ જે માસિકપત્રો તથા સાપ્તાહિક પત્રોને આ માસિક મોકલાય છે તે બદલામાં અમને વિનિમયસર મળશે એવી આશા છે

# સુવાગ્છના

પુ. ૧ લું — ઑગષ્ટ, ૧૯૨૬ — અંક ૪ થો

## બંસી ના કર બંધ!



બંસી ના કર બંધ,
        બંસીધર ! બંસી ના કર બંધ !

એ અનુપમ સુર નિગમનિયન્ત્રિત,
        ગુંજન આત્મનિકુંજ ; બંસીધર .

એ કલરવ કલિમલદલધ્વંસક,
        એ ઉરનો વિવિબંધ ; બંસીધર .

એ સુરજીવન સ્નેહ સુમન્વિત,
        અદ્દભુત પ્રેમપ્રબંધ ; બંસીધર .

તાર અખંડ અગમ્ય અલૌકિક,
        ઓકજે એ ભવરંગ ; બંસીધર .

ઘટઘટના ઘટભીતર ભારી,
        પ્રાણ પ્રકાશ તરંગ ; બંસીધર .

નિત્ય સુખાવહ શાન્તિ સદોદિત,

# પ્રાસંગિક



**યુદ્ધનું ભાવિ.**

ચાલુ પ્રચંડ યુદ્ધના સંબન્ધમાં ઘણા વિચારો અને ઘણી યોજનાએ બહાર આવી છે યુદ્ધના કારણકાર્ય માટે આમ જુદી જુદી દિશાએથી અ જુદી જુદી રીતે ચર્ચા થાય એ સકારણ અને ઇષ્ટ ઐ પરંતુ જોવાનું છે તે એ છે કે આવા ગભીર બનાવે પરિણામમાં ઇતિહાસનું ડહાપણ અને આદર્શોની ભાવના પૂર્ણ સ્વતન્ત્રતા મળેછે કે નહીં.

યુદ્ધ અગાઉ સુધરેલા દેશોમા એમ માનવામાં આવતું હતું કે ઉદ્યે ગની ખીલવણીથી અને વેપારની પ્રગતિથી જમીન માટેની ભૂખ મટત જાય છે અને થોડા વખતમા યુદ્ધ અસંભવિત બનશે. અને, જમીન માટેની ભૂખનો આરોપ પણ રાજ્યતન્ત્રની જુની પદ્ધતિ ઉપર ઢોળી દેવામ આવતો. પરતુ આપણે જોઇએ છીએ કે પ્રજાસત્તાના પૂર્ણ સ્વભાવવાળ રાજ્યતન્ત્રો યુરોપની દુનિયામાં ખીલ્યાં હોવા છતાં યુદ્ધ અદૃશ્ય થયાં નથી અને વૈશ્યધર્મ ક્ષત્રિધર્મને નાબુદ કરી શક્યો નથી. દોલત અને સંપત્તિન ભૂખજ આ અપૂર્વ લઢાઇનું કારણ થઇ છે.

યુદ્ધ હમેશને માટે બંધ પડે તે માટે કેવળ અર્થશાસ્ત્રની કે રાજ્ય નીતિની વિચારણા બસ નથી. તે માટે તો વિચારની દિશા માત્ર બદલાવ જોઇએ; તે માટે તો આદર્શનું નવું સ્વરૂપ તાજું થવું જોઇએ. આર્ય કહેછે કે: " So long as war does not become psychologically impossible it will remain or if banished for a while will return.........A long peace, even a certain organization of peace may conceivably result, but so long as the heart of man remains what it is, the peace will come to an end, the organization will break down under the stress of human passions. War is no longer perhaps a biological necessity but it is still a psychological necessity; what is within us, must manifest itself outside."

દેશ દેશના સ્વાર્થ ઉપર કે જાતિભેદ અગર ઉચ્ચ નીચનાં અહંકારી ને મમતભર્યાં વલણથી જ્યાં સુધી રાજ્યોનો વ્યવહાર ચાલેછે ત્યાં સુધી અચળ શાન્તિ લગભગ અસંભવિતછે. દુનિયાના જુદા જુદા દેશો એ પરમાત્માના સૃષ્ટિ–શરીરનાં અંગો છે. દરેક અંગ પોતાનું નિરનિરાળુ વ્યક્તિત્વ ખીલવે અને એનો લાભ પોતે ભોગવે તથા એક શરીરથીબંધાયેલા અન્ય અંગોને ભોગવાવે, આવું આદર્શ હોવું જોઇએ. જ્યાં સુધી દરેક મનુષ્યને કેવળ બન્ધુ તરીકેજ નહીં પણ એથી પણ વધારે નજીકના સંબન્ધવાળો ગણવામાં નહીં આવે ત્યાં સુધી એવા વિશ્વવ્યાપી ભાવથી વ્યવહાર શી રીતે ચાલવાનો ?–ને તેઃ ત્યાં સુધી સુધારો પરિપક્વ દશાએ પહોંચ્યો પણ શી રીતે કહેવાય ?

બહારનાં યુદ્ધો બંધ થાય તે સારૂં અંદરનાં યુદ્ધો શાન્ત થવાં જોઇએ છેઃ અને જ્યાં સુધી વસ્તુનું દર્શન તેના ખરા સ્વરૂપમાં ન થાય ત્યાં સુધી અંદરનાં યુદ્ધો પણ શાન્ત શી રીતે થવાના ? જો ભવિષ્યમાં સુધારો પૂર્ણ દશા પ્રાપ્ત કરવાનો હોય તો તેને આ અમૂલ્ય જ્ઞાન શીખવું પડશે, અને ત્યારેજ પશ્ચિમની દુનિયા હિંદુસ્થાનનું આત્મહીર જોઈ શકશે દુનિયાના ઇતિહાસમાં હિંદુસ્થાને પોતાનો ઉજ્જ્વલ અને આદર્શનીય ભાગ ભજવ્યો છે અને ભાવિમાં પણ તે એટલોજ મહત્વનો ભાગ ભજવે તેમાં અસંભવ જેવું કશું નથી. ઇ. સ ૧૭૫૭નું વર્ષ એકલા ઇંગલડ કે હિંદુસ્થાન માટે જ નહીં પણ આખી દુનિયા માટે મહત્વનું હતું તે દિવસથી બે દુનિયાઓ–પશ્ચિમ અને પૂર્વ–જોડાવાનો ઇશ્વરી સંકેત પાર પડયો. આજ એ દિવસને ઘણો વખત થયો છતાં તેઓ એક બીજાને પૂરેપૂરાં ઓળખી શક્યાં નથી. છતાં ભવિષ્યમાં જો અચળ શાન્તિ આવવાની હોય તો બન્નેની પૂર્ણ સમજણ તથા વિકાસમાં–આવી રીતે પરિણમતી એકરૂપતામાંજ સમાયલી છે, એ શિક્ષણ આ યુદ્ધ શીખવશે એવી આશા રાખવી નિરર્થક નથી.

**કેળવણી.** હાલ એક સવાલ થોડું ઘણું સમજનાર દરેકના હૃદયમાં ગુચાઇ રહ્યો છે–કેળવણીનો પ્રચાર કેમ કરવો ? અમે "થોડું ઘણું સમજનાર" શબ્દો જાણી જોઇને વાપર્યા છે કારણ કે જો કેળવાયેલ વર્ગ તેના કાર્યકારણનો વિચાર વધારે બુદ્ધિથી ને ઊંડાણથી કરતો હશે, તો વગર કેળવાયેલા પણ એના ફાયદાથી અજાણ્યુ નથી. પણ, "કેવી ? અને શી રીતે ?" આ પ્રશ્નો હાલમાં ગમે તેવાને મુંજવી નાંખે તેવા છે.

જો 'ચાલુ લડાઇને તેની' ભયંકરતા કે રાક્ષશીપણામાં સૌથી પ્રથમ પંક્તિએ મૂકી શકાય તેમ છે, તો અજ્ઞાનને ફેડવાની તેની શક્તિ પણ અગાધ છે પશ્ચિમની દુનિયા સુધારાની ખરી દિશા અંગર તો જ્ઞાનનો ખરો ઉપયોગ અસંખ્ય ભોપોથી ન શીખી શકત' તે આ ત્રાસદાયક યુદ્ધ શીખવી રહી છે. ત્યારે પૂર્વ જે પોતાના કુવાનું પાણી પીવામાંજ–પછી તે ભલે ખારૂં હોય–ઇતિકર્તવ્યતા માની બેઠું છે અને સેંકડો વરસની પરાધિનતાથી મનુષ્યપણું ગુમાવી બેઠું છે અને હૃદયના તખ્ત ઉપર બીરૂતાને ધારણ કરી રહ્યું છે; તેને પણ કેળવણી અને મનુષ્યપણાની કેટલી જરૂર છે તે જણાયું છે. પરતુ દુઃખના કેવળ જ્ઞાનથી દુઃખ મટતું નથી. જ્ઞાનને ઉપયોગમાં લેવાનાં સાધન અને આચારપદ્ધતિ એજ વધારે અગત્યનાં છે. પણ પ્રશ્ન એ છે કે આ તંગી કેવી રીતે અને કોનાથી પાર પડી શકશે?

અમે અહીં લાંબા વિસ્તારમાં ઉતરવા માગતા નથી પણ એટલું અમને લાગે છે કે કામ કરવાની પદ્ધતિમાં આપણે પશ્ચિમ પાસેથી ઘણું શીખવાનું છે. આપણે નિયમસરની કેટલી શોધખોળ કરી?–પ્રમાણ- વાળાં શોધખોળના કેટલા રીપોર્ટ બહાર પડયા? કઇ યોજનાઓ ઘડાઇ?–તાત્વિક દૃષ્ટિએ સારા નરસાના કેટલા વિચારો આપણને દોરી શકે એવા રૂપમાં પ્રગટ થયા?

આ અંકમાં પ્રસિદ્ધ થયેલા " હિંદુસ્થાનમાં કેળવણી "ના લેખમાંના આંકડા તપાસ્યાથી તરત સમજાય એમ છે કે આખી દુનિયામાં અજ્ઞાનના પ્રમાણમાં આપણે સૌથી ચઢીએ છીએ. વાવેતર માટેની જમીન તૈયાર હોય, વિકાસનાં બીજ રોપવા માટેનો ઉત્સાહ અને કાબેલીયત હોય છતાં હાથ બાંધેલા રહે એ કલ્પી શકાય એવું ભારે દુઃખ છે સવાલ એ છે કે જે શક્તિનાં ઉપયોગ ને ખીલવણીમાંથી સંપત્તિ, સુખ અને શાન્તિ લણી શકાય એમ છે, તેને વેરાનમાં કશાજ હિસાબ અને દયા વગર સુકાવા દેવી, એ કોઇને પણ લાગ્યા વિના રહે એમ નથી. આ દેશના સંજોગો જુદા છે માટે બીજા દેશો જોડે એની સરખામણી થઇ શકે નહીં, આવા ઉડાઉ જવાબથી ક્ષુધાની તૃપ્તિ થવાની નથી. જો સંજોગો ને સ્થિતિ જુદાં છે, તો જુદા અને આ દેશને અનુકૂળ ઉપાયો યોજો. પણ, અમે તો અમારા દેશબન્ધુઓનેજ ઉદેશી કહીશું.

હા, આપણી હાલત ગરીબ છે, ઘણીજ ગરીબ છે. એ માટે બે મત

નથી. છતાં, ગરીબાઈમાંથી પણ થોડું ન બચાવી કેળવણીની ઉપેક્ષા કરવામાં વધારે ગરીબાઇ સમાયલી છે. સરકાર કેળવણી માટે વધારે પૈસા ફારેગ પાડે, તો તે ઇચ્છવા જેવું છે–પણ તે દિશામાં અત્યારસુધીમાં શું થયું છે? અને કદાચ સંતોષ આપવા ખાતર થોડું ઘણું થયું તો તેથી પુરૂં કામ કાંઇ સર્યું કે?

આપણે માણસો જોઇએ છે–નિઃસ્વાર્થપણે કામ કરનારાઓ જોઇએ છે. શ્રીયુત પંડિત મદનમોહન માલવીયા દરભંગાના શ્રી મહારાજ શ્રી, વિદુષી એની બીસન્ટ—આ ખરાં મનુષ્યો નીકળ્યા ને હિંદુ યુનીવર્સીટી જેવી ભગીરથ સંસ્થા ઉભી થઇ. પ્રો. કર્વે જેવા આત્મત્યાગી પુરૂષ નીકળ્યા અને સ્ત્રીઓ માટે મહાવિદ્યાલય હયાતિમા આવ્યું. તેવુંજ દરેક પ્રવૃત્તિ માટે. આપણે કેળવણી વધારવા માટે હઝારગણો પ્રયત્ન કરવાનો છે.

તન્ત્રી.



# માનવ ગ્રંથ.

ૐ

અનુવાદક 'મ'

મનુષ્ય! વિદ્વાન થવાને ત્હેં ઘણાં પુસ્તકો વાંચ્યાં, અને તું વિદ્વાન છે એવું લોકો જાણે તે માટે ત્હેં પુસ્તકો લખ્યાં, પણ જે પુસ્તક વાંચવાથી તું પ્રકૃત પંડિત થાય અને જે પુસ્તક લખવાથી તું વિદ્વાનની ઉપાધિને લાયક થાય તેની એક લીટી પણ લખી નહિ! ત્હેં લોકોની ભાષા, તેમની પ્રકૃતિ અને જીવનવૃત્તાન્તનો અભ્યાસ કર્યો પણ ત્હેં ત્હારૂં પોતાનું વૃત્તાન્ત ન વાંચ્યુ કે લખ્યું! તું તારી જાતનોજ બરાબર અભ્યાસ કરે તો સર્વ વિષય જાણવાનું અખૂટ સામર્થ્ય તારામાં આવે તારા શરીરમાં રહેલાં ચર્મ, અસ્થિ, માંસ, મજ્જા, મેદ, સ્વેદ અને સ્નાયુ આદિ તત્વોનું બંધારણ, પાચનક્રિયા, અને કેશવર્ધન આદિ ક્રિયાઓ વિષે તું વિચાર કરે તો પરમ કૃપાળુ આદિ કવિ બ્રહ્માના સામર્થ્યનું ત્હને ભાન થાય. શરીરના એક

અવયવને જરા નુકશાન થતાં તેને આખું જગત દુઃખરૂપ લાગે છે તોપણ ત્હેં તારૂં પોતાનું પુસ્તક ન વાંચ્યું ! મનસ્તત્વ જાણી અધ્યાત્મ જગતમાં પ્રવેશ કરવાની ત્હને જરા પણ ઇચ્છા નથી થતી ! જો ત્હેં આ અલૌકિક બ્રહ્માન્ડનાં ગૂઢ રહસ્યોનો અભ્યાસ કર્યો હોત તો તારી આંખના એક પલકારાથી જગતનો પ્રલય કરવા તું સમર્થ થાત અને પ્રકૃતિના અનંત સુખનો અધિકારી થાત. જો આધાશક્તિ મહામાયાનો પાલવ-પકડી તેની સાથે તેના નિયમ પ્રમાણે તું ચાલ્યો હોત તો ત્હને તારી આતામાં રહેલી સર્વ શક્તિ પ્રાપ્ત થાત. પણ ત્હેં એ પુસ્તક વાંચ્યુંજ નથી તો પછી લખવાની તો વાતજ શી ? તેથી જો સદ્ગુરૂની કૃપાથી ' જીવન ગ્રંથ ' વાંચી તે લખે તો ત્હને તેમજ જગતને ફાયદો થાય.

દરેક મનુષ્ય એક એક પુસ્તક છે. ગર્ભવાસ આ પુસ્તકનું પૂઠું (Title Page) છે, જન્મ જન્માંતરનાં કર્મ ' સૂચિપત્ર ', દીક્ષા ગ્રહણ ' ઉત્સર્ગ પત્ર ', શૈશવ, પૌગન્ડ, કૈશોર, યૌવન અને વાર્ધક્ય એ દરેક આ ગ્રંથના પરિચ્છેદ છે અને જીવનનાં સારાં માઠાં કર્મ તે આ ગ્રંથનો પાઠ્ય વિષય છે. દરિદ્ર મનુષ્યો જેઓ ગરીબાઇથી રહેછે તેઓ સાદા પૂઠાવાળાં સાધારણ પુસ્તક છે; ધનવાન મનુષ્ય અને રાજા મહારાજા જેઓ સુખથી રહેછે તેઓ સોનેરી અક્ષરથી લખેલા પાકા પૂઠાવાળાં મોટાં પુસ્તકો છે. જેઓ આ જગતમાં થોડાજ દિવસ જીવેછે અને કાંઈ કાર્ય કરી શકતાં નથી તેઓ ન્હાનાં ન્હાનાં નજીવાં પુસ્તકો છે. જે થોડું જીવેછે પણ જગતમાં કોઈ મહાન કાર્ય કરી જાયછે તેઓ ન્હાનાં પણ બહુજ ઉપયોગી અને અમુલ્ય પુસ્તક છે. જેઓ ઘણું જીવી મહાન કાર્ય કરેછે તેઓ મહાન ગ્રંથ છે અને જગતને તેવા ગ્રંથ ખાસ વાંચવાજ જોઇએ. જેઓ બીજાને ' ચારિત્ર ' ગઠન કરવા ઉપદેશ આપેછે પણ પોતે પોતાનું ચારિત્ર જાળવી શકતા નથી તેઓ ' વ્યાકરણ ' છે. જેઓ રાજકીય બાબતો પર ભાષણો આપી લોકો તરફથી શાબાશી મેળવેછે તેઓ ' ઇતિહાસ ' છે. જેઓ જગતમાં હમેશાં પોતાના લાભાલાભનો વિચાર કરે છે તે ' ગણિત ' છે. જેઓ માત્ર જડ જગત વિષેજ વિચાર કર્યા કરે છે તેઓ 'ભુગોળ' છે. જેઓ ભોગવિલાસ, મોજ શોખ, અને આમોદ પ્રમોદ કરવામાંજ પુરૂષાર્થ માને છે તેઓ 'નાટક' છે. પરોપકાર, સત્ય દયા, શ્રદ્ધા, આદિ ગુણોથી યુક્ત માણસો ' ધર્મશાસ્ત્ર ' છે. વિષય ભોગથી ઉપરામ થઇ ખરા ભાવથી ભગવાનની ઉપાસના કરે છે તેઓ 'યોગશાસ્ત્ર' છે. આવી રીતે દરેક મનુષ્ય એક પુસ્તકરૂપ છે.

મનુષ્ય ! તું તારા જીવન ગ્રંથની રચના એવી સરસ બનાવ કે તારો 'જીવન ગ્રંથ' લખાય; અસંખ્ય વિદ્વાન માણસો તેને વાંચે; તારા જીવનગ્રંથના દરેક પાનામાં સોનેરી અક્ષરથી રસપૂર્ણ વાક્યો લખાય અને તારા ગ્રંથનું મૂલ્ય પણ અધિક થાય. તારૂં મૃત્યુ થાય તો પણ તારૂં જીવન ચરિત્ર બીજા જીવનમાં પુનઃ મુદ્રિત થાય અને તારા મુળ ગ્રંથની હજારો સંસ્કરણ થાય. તારા 'જીવન ગ્રંથ' માં જોડણી તેમજ ભૂલ હોય તો તે સાધુસંગથી અથવા શાસ્ત્રના અભ્યાસથી સુધારી લે. મનુષ્ય જીવનમાં પાપાદિ દોષ જણાય તે મુદ્રાલયનો દોષ જાણી પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તરૂપી શુદ્ધિ પત્રક દ્વારા શુદ્ધ કરી લે. પુસ્તક મ્હોટું હોય કે ન્હાનું હોય પણ સર્વના અંતમાં 'समाप्तोऽयं' (મૃત્યુ) લખ્યુંજ હોય છે એવું સ્મરણમાં રાખી જગતનો કાર્યક્રમ ચલાવજે. આળસ અથવા પ્રમાદને લીધે પુસ્તકને અપૂર્ણ રાખી સમાપ્ત નહિ કરવા ખાસ ધ્યાનમાં રાખજે. તું મનુષ્ય દેહમાં આવ્યો છે, *તારામાં 'શિવ રૂપ' થવાનું સામર્થ્ય છે. વખત નકામો ન ગુમાવતાં* નિરંતર ૐ ના માનસિક જપ કરી તારો 'જીવન ગ્રંથ' આનંદમય બનાવ

શકે એટલો બધો યત્ન પ્રાથમિક કેળવણી વધારવા માટે થવો જરૂરનો છે.' અને ૧૯૧૦માં સરકારે-મંજુર કરેલી તથા સરકારથી મંજુર નહીં થએલી એવી શાળાઓમાં એટલે ૨૮ વરસ પછી ૪૫૦૦,૦૦૦ વિદ્યાર્થીઓની સંખ્યા છે એટલે કે આખી વસ્તીનો ૧·૯% ટકા ભાગ છે. અર્થાત્ ૨૮ વરસમાં ·૭% ટકા જેટલો વધારો થયો. સને૧૮૮૨માં જ્યારે હિંદી સરકારના રાજ્યની વસ્તી ૨૦૮૦૦૦૦૦૦ માણસોની હતી, ત્યારે કેળવણી માટેનો ખર્ચ માત્ર રૂ. ૩૬,૦૦,૦૦૦ જેટલો હતો. સને ૧૯૧૦ માં જ્યારે વસ્તી ૨૩૭૦૦૦૦૦૦ માણસોની થઈ, ત્યારે ખર્ચ રૂ. ૯૩૦૦૦૦૦ જેટલો થયો હતો. એટલે કે સને૧૮૮૨ માં કેળવણી પાછળ માથા દીઠ સરકાર એક પૈસો ખરચતી અને સને ૧૯૧૦ આશરે ત્રણ પૈસા ખરચતી. આપણે યાદ રાખવાનું છે કે આ દરમ્યાન સરકારની મહેસુલ લગભગ રૂ. ૭૯૪૦૦૦૦૦ વધી. કેળવણીના ખર્ચમાં જ્યારે રૂ. ૫૭૦૦,૦૦૦ નો વધારો થયો, ત્યારે લશ્કરી ખર્ચમાં આ. રૂ. ૧૨૯૮૦૦૦૦૦ નો, દીવાની ખાતામાં રૂ. ૬૪૫૦૦૦૦૦ નો અને રેલ્વેમાં રૂ. ૧૫૦૦૦૦૦૦૦ નો વધારો કરવામાં આવ્યો. હિંદની સરકાર કેળવણીની બાબતમાં કેવું વલણ રાખે છે તે જોવા માટે ફક્ત ઉપરના આંકડાજ જોવાના છે.

હવે આપણે બીજા સુધરેલા દેશોએ શું કર્યું છે એ જોઇએ. ઇંગ્લાંડમાં ૧૮૭૦ની સાલમાં કેટલીક છૂટ સાથેની ફરજીઆત કેળવણીનું પ્રથમ પગથીઉં શરૂ થયું. દશ વરસ પછી કેળવણી મફત ને ફરજીઆત થઇ અને સને ૧૮૭૧માં કેળવણી લઇ શકે તેવી વસ્તીનો ૪૩·૩૦% ટકા ભાગ કેળવણી લેતો; સને ૧૮૭૬ માં ૬૬%ટકા લેતો; અને સને૧૮૯૨ માં દરેક બાળક જે કેળવણી લેવા માટે લાયક હોય તે કેળવણી લેતું. ૧૨ વરસમાંજ સામાન્ય લોકની સાધારણ કેળવણીના સવાલનો ફડચો આવી ગયો.

જાપાનમાં સને ૧૮૭૨ પહેલાં કેળવણી લઇ શકે તેવી વસ્તીના ૨૮% ટકા જેટલો ભાગ શાળામાં જતો, જ્યારે સને ૧૯૦૦ માં ૯૦% ભાગ શિક્ષણ લેતો હતો. રૂશીઆમાં સને ૧૮૮૦ માં કુલ વસ્તીનો ૧·૨% ટકા ભાગ શાળામાં જતો ( અજાયબ છે કે હિંદમાં તેજ વરસમાં ટકાનું પ્રમાણ મળતું આવે છે ); સને ૧૯૦૬–૮ માં હિંદમાં જ્યારે પ્રમાણ વધી ૧·૯% ટકા થયું, ત્યારે રૂશીઆમાં ૪·૫% ટકા થયું સને ૧૯૧૦ માં યુનાઇટેડ સ્ટેટમાં કુલ વસ્તીનો ૨૧% ભાગ પ્રાથમિક કેળવણી લેતો હતો; કેનેડામાં, ઓસ્ટ્રેલીઆમાં, સ્વીઝરલેન્ડમાં, ગ્રેટબ્રીટનમાં અને

આયર્લન્ડમાં ટકાનું પ્રમાણ ૨૮ થી ૩૭ સુધીનું હતું. જર્મનીમાં, ઓસ્ટ્રીઆ હન્ગરીમાં, નોર્વેમાં અને હોલન્ડમાં પ્રમાણ ૧૭ થી ૨૫ ટકા જેટલું હતું. ફ્રાન્સમાં ૧૪ થી કાંઇક વધારે હતું. બેલ્જીઅમમાં ૧૨ ટકા હતું, જાપાનમાં ૧૧ ટકા, ઇટલી, ગ્રીસ ને સ્પેનમાં ૮ થી ૯ ટકા હતું. પોર્ચુગલ તથા રૂશીઆમાં ૪ થી ૫ ટકા હતું, જ્યારે બ્રીટીશ સરકારના હિંદમાં કેવળ ૧.૯% ટકા હતું.

ફીલીપાઇન ટાપુઓની બીના રસ ઉપજાવે તેવી છે છેલ્લા સૈકાના અંતમાં આ ટાપુઓ અમેરીકાના હાથમા ગયા. સને ૧૮૯૩ માં વસ્તીનો માત્ર ૨% ટકા ભાગ શાળામાં હતો, જ્યારે સને ૧૯૦૮ માં આશરે ૫% ભાગ શાળામાં હતો. આટલા સમયમાં સરકારી અમલદારો ડીંડીમ બજાવી કહે છે કે અહીં કેળવણીમાં નહીં જોયેલો વધારો થયો તે ૧.૬% થી ૧.૯% ટકા જેટલો હતો!

વસ્તીના દરેક માથા દીઠ કેળવણીમાં કેટલો ખર્ચ થાય છે એ જોવું ઠીક પડશે. યુનાઇટેડ સ્ટેટસમાં સૌથી વધારે છે-દરેક માથા દીઠ રૂ. ૧૨-૦ ૦; સ્વીઝર્લન્ડમાં રૂ. ૧૦-૪-૦; ઓસ્ટ્રેલીઆમાં રૂ. ૮-૭-૦; ઇંગ્લંડ ને વેલ્સમાં રૂ. ૭-૮-૦; કેનેડામા રૂ. ૭-૫-૦; સ્કોટલેન્ડમાં રૂ. ૭-૩-૬; જર્મનીમાં રૂ. ૫-૨-૦; આયર્લન્ડમાં રૂ. ૪-૧૩-૦; હોલન્ડમાં રૂ. ૪-૧૨-૬; સ્વીડનમાં રૂ. ૪-૩-૦; બેલ્જીયમમાં રૂ. ૪-૦-૦; નોર્વેમાં રૂ. ૩-૧૩-૦; ફ્રાન્સમાં રૂ. ૩-૧૦-૦; ઑસ્ટ્રીઆમાં રૂ. ૨-૧૫-૬; સ્પેનમાં રૂ. ૧-૬-૦; ઇટલીમાં રૂ. ૧-૩-૬; સર્વીઆ ને જાપાનમાં રૂ. ૦-૧૪-૦; રૂસીઆમાં રૂ. ૦-૭-૬. જ્યારે હિંદમાં રૂ. ૦-૧-૦ થી પણ ઓછો છે.

હિંદના પ્રતિપક્ષીઓ એવું સાબિત કરવા મથેછે કે ઇંગ્લંડે પોતાના રાજ્યથી જે સુખો આપ્યાં છે તેને માટે હિંદે સર્વદા આભાર માનવાનો છે કારણ કે ઇંગ્લંડ સિવાય હિંદ પોતાનાં કામોની વ્યવસ્થા બરાબર કદાપિ કરી શકશે નહીં. ત્યારે ચાલો આપણે જોઇએ કે હિંદનાં અર્ધ-સ્વતન્ત્ર રાજ્યોએ આ દિશામાં એમની પ્રજાઓ માટે શું કર્યુંછે.

સને ૧૮૯૩માં વડોદરા રાજ્યના પ્રકાશિત મહારાજે દશ ગામડાઓમાં ફરજીઆત ને મફત કેળવણી દાખલ કરવાનો અખતરો શરૂ કર્યો. સને

૧૯૦૬માં ૬ થી તે ૧૨ વરસની વયના છોકરાઓ માટે અને ૬ થી ૧૦-૧૧ વરસની વયની છોકરીઓ માટે પ્રાથમિક કેળવણી મફત ને ફરજીઆત કરવામાં આવી. સને ૧૯૦૯ માં કુલ વસ્તીના બ્રીટીશ હિંદના ૧.૯ ટકા વિરૂદ્ધ લગભગ ૮.૬ ટકા અથવા તો નિશાળમાં જઈ શકે એવો પુરૂષ વસ્તીનો બ્રીટીશ હિંદના ૨૧.૫ વિરૂદ્ધ ૭૬.૬ ટકા ભાગ: જ્યારે નિશાળમાં જવા લાયક સ્ત્રીવર્ગનો બ્રીટીશ હિંદના ૪% ટકા વિરૂદ્ધ ૪૭.૬ ટકા ભાગ જતો હતો. સને ૧૯૧૪-૧૫ ની આખરમાં દરેક ગામડામાં ઓછામાં ઓછી એક શાળા હતી અને શાળામાં જવા લાયક છોકરામાંથી ૧૦૦ અને છોકરીઓમાંથી ૮૧.૬% હાલ શિક્ષણ લે છે.

હિંદનાં બીજાં દેશી રાજ્યો વડોદરા રાજ્ય કરતાં પછાત છે છતાં હિંદના બ્રીટીશ રાજ્ય કરતાં ઘણાં આગળ વધેલાં છે. સને ૧૯૧૧ માં ત્રાવનકોર રાજ્યમાં કુલ વસ્તીનો ૬.૬% અથવા તો શિક્ષણ લેવા લાયક વસ્તીનો ૪૩.૮% ભાગ કેળવણી લેતો હતો. કોચીનમાં કુલ વસ્તીનો ૭.૪% અથવા શિક્ષણ લેવા લાયક વર્ગનો ૪૯.૩% ભાગ શિક્ષણ લેતો હતો. મૈસુરમાં કુલ વસ્તીનો ૩.૨૮% અથવા તો શિક્ષણ લેવા લાયક વસ્તીનો ૨૧.૯% ભાગ શિક્ષણ લેતો હતો.

જુદાં જુદાં દેશી રાજ્યમાં અને હિંદના બ્રીટીશ રાજ્યમાં કેળવણી પાછળના ખર્ચના આંકડા તપાસવાથી પણ કેટલી માહિતી મળે એમ છે. વડોદરા રાજ્ય સને ૧૯૦૦ માં દરેક માથા દીઠ રૂ. ૦-૬-૬ ખર્ચતું હતું; સને ૧૯૧૩ માં ત્રાવણકોર રાજ્ય રૂ. ૦-૭-૬ ખર્ચતું હતું; કોચીન રૂ. ૦-૬-૦ અને મૈસુર રૂ. ૦-૧૨-૦ ખર્ચતું હતું, જ્યારે હિંદનું બ્રીટીશ રાજ્ય દરેક માથા દીઠ એક આનો ખર્ચતું હતું.

ઉપરની બીનાથી સ્થિતિ આપોઆપ ખુલ્લી થાયછે. જ્યારે સદ્ગત ગોખલે હિંદમાં મફત ને ફરજીઆત કેળવણી દાખલ કરવા માટેનો પોકાર કહાડ્યો અને હિંદની સરકાર સમક્ષ ઉપરની હકીકત રજુ કરી ત્યારે એમણે નીચેની ટીકા કરી હતી. "માનવન્ત મી. બટલર (કેળવણી ખાતાનો અધ્યક્ષ) મારી સરખામણીઓ સ્વીકારવાની ના પાડે છે. અને કહે છે કે આ દેશની સ્થિતિ બીજા દેશોની સ્થિતિ કરતાં જુદી છે; અને વડોદરા વિશે બોલતાં કહે છે કે તે એક મહારાજાની પૂર અખત્યારીથી કામ કરેછે અને આમાંજ બધો ભેદ રહેલો છે. પશ્ચિમ દેશોનો દાખલો લઈ શકાય

નહીં કારણ કે તેઓ સ્વતન્ત્ર રાજ્યો છે! વડોદરાનો દાખલો લઈ શકાય નહીં કારણ કે તે રાજ્ય એક મહારાજાની પૂર અખત્યારીથી ચાલે છે! મને લાગે છે કે જ્યાં સુધી હું અમલદારોથી રાજ્ય ચલાવાતા દેશનો દાખલો ન આપું ત્યાંસુધી તે માનવન્ત મેમ્બર સંતુષ્ટ થશે નહીં; પણ આખી દુનિયા ઉપર હિંદના જેવી રાજ્યપદ્ધતિ હયાતિમાંજ નથી. ઉપર પ્રમાણેની સરખામણી કરવા તે સ્વતન્ત્ર છે, અને મારે કહેવું પડે છે કે હું મારી દરખાસ્ત મૂકી દઉંછું."

એક હિંદુ પ્રીન્સીપાલ.

---

# આજ અને કાલ



ફેરફાર એ કાળનો નિયમ છે. તિરોભાવમાંથી આવિર્ભાવમાં આવવું, અવિકાસમાંથી વિકાસ થવો, એ સૃષ્ટિનો ગંભીર અને અવર્ણનીય ક્રમ છે. ફેરફારો કે વિકારોનું આજ કારણ છે. માટેજ દરેક વસ્તુનું ઉદ્દેશ્ય સમજવા માટે આ નિયમને દૃષ્ટિ સમક્ષ રાખવાની જરૂર રહે છે.

ઈ. પૂ ૫૦૦૦ વરસ ઉપરનો પાંડવ કૌરવનો સમય અને વીસમી સદીનો વર્તમાન સમય: કાળની આ ઉભય ભેખડો વચ્ચે ઇતિહાસનાં કેવાં રંગીન બેરંગી ચિત્રો આલેખાઇ ભૂંસાઈ ગયાં! રાજ્યદ્વારી, ધાર્મિક, ઔદ્યોગિક અને સામાજીક વિપ્લવો કેટલા થયા અને થશે? કુદરતના વિશ્વવ્યાપી બનાવો એ મનુષ્યના હાથની વાત નથી, છતાં કુદરતની રંગભૂમિ મનુષ્યોથી જુદી નથી.

જે મનુષ્ય આત્મામાંથી સૌંદર્ય, કળા, સંગીત, રસ, આનંદ પ્રગટ થાય છે તો તેથી પ્રકૃતિનો દેહ આકર્ષીય અને મનોહર લાગે છે અને દુનિયા સ્વર્ગસ્થાન બને છે. ભૂતકાળમાં ઉપરની સર્વ મોંઘી સંપત્તિ અહીં ખીલી નીકળી હતી અને પૂર્ણપણે ફાલી હતી. અત્યારે તે બધા ઉપર અંધારી છાયા પડી છે. હાલમાં જીવનસંગ્રામની મહનત અને યત્ન તેનો જડ ભાગ પોષવા હરદમ મથી રહ્યાં છે. આમ છે તેમાં પ્રકૃતિનો દોષ

નથી. આ કેવળ મનુષ્ય-આત્માનું અંધારું છે. આવા સમયમાં ધર્મને માટે નહીં પણ કેવળ સ્વાર્થ માટે, કોઈ આત્મિક આદર્શ માટે નહીં, પણ હુંપણા માટે અદ્ભુત યુદ્ધો થાય તો તેમાં અસંભવિત કશુંજ નથી.

ભુતકાળમાં જીવન આત્મસંરક્ષણ માટે જીવાતું, હાલ દેહસંરક્ષણ માટે જીવાય છે. બન્નેની પ્રવૃત્તિમાં જેટલો ભેદ છે, તેટલોજ તેમાંથી પરિણમતા આનંદ માટે છે. "લેવું લેવું – ગમે તે ઉપાયે પોતાના ઉપભોગ માટે લેવું-આવા મંત્રજાપમાંથી-આવી વાણિજ્યબુદ્ધિમાંથી વધારે ઉમદા અને સ્વર્ગીય આનંદની આશા શી રીતે રાખી શકાય? આથીજ આપણે જોઇએ છીએ કે જીવનભાર કશાજ આનંદ વિનાનો અને ભારરૂપ થઇ પડયો છે. જ્યાં સુધી સુધારાની અને સુખની અને આનંદની વ્યાખ્યા નહીં બદલાય; એટલે કે જ્યાં સુધી ખરા જીવનનું પ્રથમ બુદ્ધિથી ને પછીથી આત્માથી દર્શન નહીં થાય; એટલે કે જ્યાં સુધી મનુષ્યના તેમજ માનવ સમાજના, દેશના તેમજ આખી સૃષ્ટિના વિકાસ સ્થાનમાં ખરા જીવનનું અમૃત નહીં સીંચાય; ત્યાં સુધી ખરો આનંદ અસંભવિત છે.

પૂર્વનો રાજાપ્રજાનો સંબન્ધ વિચારો. તેમનો સંબન્ધ ધર્મબુદ્ધિ ઉપર રચાતો. રાજાએ પ્રજાનું પુત્રવત પાલન કરવું, પ્રજાએ રાજાનું પિતાવત સન્માન કરવું: અને પિતાપુત્રના સંબન્ધસામ્યમાં ઘણા ઘણા ભાવો આવી જતા. તે ભિન્ન સ્વાર્થો ઉપર બંધાયલી બે વિરૂદ્ધ શક્તિઓ નહોતી પણ પરસ્પરની સહાય ઉપર અને સંમતિથી જીવતી એક વિશાલ કુટુમ્બસૃષ્ટિ હતી. પણ જે સમયમાં સ્વાત્મસુખને પ્રથમ પદ અપાય, આત્માના વિલાસો કરતાં દેહના વિલાસો વધારે મોહક બને, અને સ્થાયી ભાવો કરતાં ચંચળ વૃત્તિશોભો જીવનરૂપ થાય, ત્યાં આવો આધ્યાત્મિક સંબન્ધ ટકવો મુશ્કેલ છે. અને આજે આપણે તેનું ફળ જોઇએ છીએ.

પણ ઇતિહાસ એ એક બાજુએ બનેલા બનાવોનું સત્યકથન છે તો બીજી બાજુએ કુદરતથી ઘડાતું એક બુદ્ધિગમ્ય મુર્તસ્વરૂપ છે. દુનિયા ઉપરના બધા દેશો ઉત્ક્રાન્તિના ક્રમમાં પોતાનો ભાગ ભજવી રહ્યા છે. એટલા માટેજ ચક્રનો એક આરો એક વખતે ઉંચે ચઢે છે તો પાછો નીચે પણ આવે છે, અને આમ ચક્ર ચઢ-ઉતરની રેંટ ફર્યા કરે છે. આ ગતિ વિકારવાળી અને ક્ષણિક છે, પણ તેનું આદર્શસ્થાન દૂર અને ઉંચે

છે. કાલે પૂર્વની જાહોજલાલી હતી તો આજે પશ્ચિમની છે. અને જો એમ છે તો પૂર્વે માટેની આશા નિરર્થક કે અફળ નથી.

કુદરત પક્ષપાતી કે અન્યાયી નથી. તેની ગતિ મનુષ્યોની પરિમિત ઇચ્છાઓથી નહીં પણ પરમ નિયમની શાશ્વતતાથી ચાલે છે. માટે પૂર્વે કે પશ્ચિમે પોતપોતાની ઉન્નતિથી ફુલાઈ જવાનું નથી પણ કુદરતમાં પોતાનો ભાગ સારી રીતે ભજવવાનો છે. સવાલ એ છે કે એ ભાગ કયો ?

પૂર્વના તેમજ પશ્ચિમ દુનિયાના ઇતિહાસનું મનન કર્યાથી તે તરત સમજાય તેમ છે. પણ, આપણે અહીં એ મહાન સવાલ છેડવાનું મોકુફ રાખીશું. તેની સાથે આપણે એક સર્વસામાન્ય સત્ય વિચારીશું. તે આ છેઃ કે ઉભયને એકમેકની જરૂર છે અને તેમના સહચારમાજ સૃષ્ટિનો હેતુ જળવાય તેમ છે. જો એક સમૃદ્ધિવાન છે, તો બીજો જ્ઞાનવાન છે; જો એક જુવાનીના તરંગોમાં કાલ્પનિક સુખના હવા ઉડાવતું નાચે છે, તો બીજુ વૃદ્ધાવસ્થાની સફેદીમાં શાન્તિના સુખનું મનન કરતું ધ્યાનસ્થ છે. શક્તિ બન્નેમાં છે અને શક્તિ હોવીજ જોઇએ, કારણ કે તે જડત્વમાંથી નહીં પણ આત્મામાંથી વહે છે. પશ્ચિમની રાષ્ટ્રીય ભાવના ઉજ્વલ અને મનોહર છે પણ હજુ એને વસુધા કુટુમ્બની ભાવના સ્વીકારી નથી; પૂર્વની સમષ્ટિભાવના આત્મૌપમ્ય અને સાર્વત્રિક છે પણ તે હાલ તેના ચેતનરહિત સ્વરૂપ ઉપર જીવે છે. પશ્ચિમને પોતાનું આદર્શ ઉંચું કરવાની જરૂર છે તો પૂર્વને સમષ્ટિ ભાવનાને સચેત કરવા રાષ્ટ્ર ભાવનાની જાગ્રતિની જરૂર છે. જ્યાં સુધી પૂર્વ અને પશ્ચિમ એક બીજાને વૈરી તરીકે જુએછે, યાતો એક બીજાને કેવળ પોતાના ઉપભોગના સાધન તરીકે સ્વીકારેછે ત્યાં સુધી વિશ્વશાન્તિ દૂર અને આઘે છે.

આ આદર્શ સમજી આચારમાં મૂકવાનો ધર્મ હાલ પશ્ચિમને શિર ઝઝુમેછે. કારણ કે પશ્ચિમના કબજામાં પૂર્વનો દેહ પડયો છે. પશ્ચિમ તેનો ભવિષ્યમાં શો ઉપયોગ કરશે એ જોવાનું છે, પણ જો હાલની એમની નીતિ એ ભવિષ્યમાં થનાર સ્થિતિનું માપકયન્ત્ર હોય તો તે જોઈ ઘણાંનાં હૃદય કમ્પેછે અને મન એકમત નથી. છતાં આશા છે કે આ પ્રખર યુદ્ધ દુનિયાના વાતાવરણમાં તેના નવો પાઠના ભણકારા મૂકતું જશે અને દુનિયાની સર્વ પ્રજાએ તે સાંભળવા પોતાના કાન બંધ નહીં કરે. અને આમ થતું જોઇશે. કારણ કે હવે દુનિયાનો દેહ કેવળ જડ અને અચેતન નથી

પણ વિચારો અને લાગણીઓના વીજળીક ધબકારા એક છેડેથી બીજા છેડા સુધી ચાલી રહ્યા છે અને આજ નહીં તો કાલે પણ કુદરતના કલ્યાણકારી અવાજને પશ્ચિમની દુનિયાએ સાંભળવા પડશે.

"The East is East, the West is West,
And never the twain shall meet."
—Rudyard kipling.

આમ નહીં પણ—

"'The East is East, the West is West,
And never the twain shall meet,'
Foolish scribbling, Rudyard kipling,
'Tis not poetry, true or sweet.
Men hate each other, brother kills brother,
Bereft of true love's grace;
With love's leaven , hell hugs heaven,
East, West, North, South embrace;
Love is the power the universe doth hold,
All else is powerless, might or right or gold."

(A reply to Kipling's Rigmarole by the late Baba Bharati in a autograph album of a Parisian girl.)

મોહનલાલ વી. ગાંધી.

---

## માલતી.

### ૭

સુરેન્દ્ર કુમુદને પોતાના ગૃહના દિવાનખાનામાં લાવ્યો ને તેને પલંગ ઉપર સુવાડી પાસે બેઠો. કુમુદે આમ તેમ નજર નાંખી.

કેટલાક વખત સુધી તે શાન્ત પડી રહી. પછી તે યુવાન તેની સાથે

વાતચીત કરવા લાગ્યો. કુમુદના વિચારો હમણાં તદન બદલાઈ ગયા હતા. જ્યારથી તે પાણીમાં પડી ત્યારથી તેના જીવનનો વૃત્તાંત ફરીથી શરૂ થયો હતો. તેને પોતાનો પતિ પહેલાંની માફક શુદ્ધ ભાવથી વર્તતો જણાયો. સુરેન્દ્ર તેને સાચા હૃદયથી ચ્હાતો. તે જાણી શકી નહિ કે થોડા વખતમાં કેવી રીતે તે તેણી પ્રત્યે આટલો બધો ખેંચાયલો હોય એમ જણાયો.

ધીમે ધીમે તેઓ વાતચીત કરવા લાગ્યાં. ધીમે સાદે કુમુદે પોતાના પતિને માફી આપવાને વિનંતિ કરી.

દૂરથી મોરલીનો મધુર સ્વર આવવા લાગ્યો, ને તેથી મધ્યે રાત્રિની શાન્તિમાં ભંગાણ પડયું. સુરેન્દ્રે દૂરથી આવતા સ્વરમાંથી માલતીનો મધુર સ્વર ઓળખી કાઢયો. તે ઘેર પાછી આવી નહોતી પણ રાત્રે મોડીવાર સુધી કોઈ સ્થાને ભમતી હતી. તેણે એકદમ આશ્ચર્યમાં પૂછયું, "કુમુદ! તે હજી સુધી ઘેર આવી નથી? તે મેદાન ઉપર ભમે છે!" પછી તેણે હસીને કહ્યું, "કુમુદ! તું બેશક જોઈ શકે કે તેની ખાતર આપણે આપણી જાતે કેટલાં વધારે દુઃખી થઇએ છીએ, ને મ્હારે તેની પ્રત્યે કેટલો વધારે સ્નેહ બતાવવો પડે છે." આ વખતે કુમુદ ઘણી શરમીંદી બની ગઈ અને બોલી, "ખરેખર, માલતી એક ઉમદા સ્વભાવની છોકરી છે. કદાચ તે ફક્ત આજના બનાવોથી દૂર ભમે છે. અરે! મે તેને બહુ જ દુઃખી કરીછે. હું તેને અહીંઆં લાવવાને મ્હારી જાતે જઇશ. હું તેને મ્હારા ગુન્હા માટે દયાળુ થવા આજીજી કરીશ. તે મ્હારા સેંકડો ગુન્હાથી પણ ગુસ્સે થઈ નથી. ત્યારે જો હું તેના પગે પડું, ને તેને મ્હારી પ્રત્યે દયાળુ થવા વિનંતિ કરૂં તો શું તે માફી નહીં બક્ષે?"

"ના, ના, ત્હમે જઈ શકશો નહિ બહાર ઘોર અંધારૂં વ્યાપી ગયું છે, ને કોણ જાણે કે તે ક્યાં હશે? હું ત્હમારી ખાતર મ્હારી જાતે જઇશ ને તેને શોધી કાઢીશ ને તેને લઇને જલદીથી અહીંઆં પાછો આવીશ."

ફરીથી મધુર સ્વર સંભળાયો. તે ઉઘાડી બારીમાં થઇને સ્પષ્ટ સાંભળી શકાતો હતો. બન્ને ઇચ્છાપૂર્વક ધ્યાનથી સાંભળવા લાગ્યાં.

તેઓના મન ઉપર તે મધુર ગાયનની બહુ અસર થઈ. એટલામાં સુરેન્દ્ર આકર્ષણના રોગથી પીડાવા લાગ્યો, ને તેનું હૃદય અનિદિત કારણ

માટે વિચારગ્રસ્ત બન્યું. તે એકદમ ઉભો થયો ને તેણે દ્વાર ઉઘાડ્યાં કે તરત જ વાયુના જોરથી સળગતુ લેમ્પ ઓલાઈ ગયું ને ઘરમાં સઘળે ઠેકાણે અંધારૂં વ્યાપી ગયું તેથી કુમુદને કંઈ ભય જેવું લાગ્યું. જેવો સુરેન્દ્ર જતો હતો તેવું તેણે પાછળ જોયુ. તેની આગળ સાંજરે પોતાની ભાર્યાના આપઘાત કરવાનો બનેલો બનાવ ખરો થયો ને તેથી તે ધ્રુજવા લાગ્યો. એટલામાં એકદમ સ્વર બંધ થયો. ફરીથી ત્યાં મધ્ય રાત્રિની શાંતિ પથરાઇ ગઇ. તેની સાથે સુરેન્દ્રનો આત્મા દુઃખની તીવ્ર લાગણીઓથી પીડાવા લાગ્યો. પણ સખ્ત હૃદયથી તે નદીના રસ્તા તરફ અઘોર અંધારામાં ચાલવા લાગ્યો.

ભયંકર અંધકાર સર્વ સ્થળે વ્યાપી ગયો—સર્વ સ્થાને ઘોર અંધકાર ને ગંભીર શાન્તિ! તારાનાં ઝુમખાં આકાશમાં દેખાયાં; અને હજુ સુધી અધારૂં જ હતું. નદી કિનારે દરેક વૃક્ષ અગણિત પતંગીઆંથી શણગારાયેલું હતું, તો પણ નીચલા ભાગમાં તદન અંધારૂં હતું. જેવો તે નદીના રેતાળ કિનારા તરફ ધસ્યો તેવો તે અજાયબ જેવા ભયંકર દેખાવથી ડર્યો. તેના પગ નબળા પડી ગયા ને તેથી ત્યાં તે સ્થિર ઉભો, ને તેની નસોમાં લોહી વહેતું બંધ પડયુ હોય એમ લાગ્યુ. સાંભળ, તે શું છે? એક જબરી ગર્જના! નદીમાં ધબાકો!

તે સાંઝનો બનેલો ભયંકર બનાવ ફરીથી તેના મનમાં ખરો થયો. ફરીથી નવા જીવનમાં પ્રવેશ કરતો હોય એમ તેને લાગ્યુ. તેના પગમાં પહેલાંનું જોર આવ્યું ને જ્યાં તે ભયંકર અવાજ આવ્યો હતો તે દિશા તરફ "માલતી—માલતી" પોકારતો ગયો. તે તે સ્થાનની લગભગ આવી પહોંચ્યો ને તેના આગલા ભાગમાં ચોકસાઇથી તેણે નજર નાંખી. તેની આજુની લહરીઓ સમી ગઈ હતી ને તે નદીના પ્રવાહ સાથે વહેતી હતી. તેણે નદીમાં દૃષ્ટિ ફેંકી. અંધારામાં કંઈ જણાયુ નહિ. હમેશની માફક સઘળું શાન્ત જણાયુ. ગુપ્તમણી નામની નદી શાંત રીતે ને ગુગવાટબંધ વહેતી હતી. સુરેન્દ્રે સઘળી બાજુ તરફ નજર નાંખી. માલતીનો પત્તો કોઇ પણ સ્થળે લાગ્યો નહિ. સુરેન્દ્રે દિવાના માણસની માફક "માલતી, માલતી" ઉચ્ચારીને બુમ પાડી. નદી-આકાશ ને તે રસાળ પ્રદેશ તેની બુમોના પડઘા પાડતાં, પણ માલતીએ તેને કદી પણ પ્રત્યુત્તર આપ્યો નહિ!

(સમાપ્ત: અંગ્રેજી ઉપરથી)

મોહનલાલ લ. કોઠારી.

# ભવિષ્યની આશા

જો કોઈ પણ સહીસલામત વાત અત્યારે કહી શકાતી હો તો તે એ છે કે હિંદનું ભાવિ હજુ સુધી અંધકારમાં છવાઇ રહ્યું છે. પણ મારી માતૃભૂમિના લોકના મહત્ભાગ્ય વાસ્તે મારા પૂર્ણ હૃદયથી મને શ્રદ્ધા છે. અમારૂં આધ્યાત્મિક ઊડાણ, જીંદગી માટેની અમારી ગંભીર આત્મદષ્ટિ, કૌટુમ્બિક તેમજ સામાજીક ધર્મ માટેની અમારી ભાવનાઓ જેવા, જે ગુણોએ દુનિયાની પ્રગતિમાં અમને અગ્રસ્થાને મૂકયા, તેમાંના ઘણા ખરાને હજુ પણ અમે જાળવી રહ્યા છીએ. અને અન્ય જાતિઓ જે અહીં પોતાનું ઘર કરવા આવી પોતાની સાથે તેમનો ખજાનો લેતી આવી તેમાં પણ અમે સહભાગી થયા છીએ. અરસપરસને ઉત્તેજીત કરતાં આ સઘળાં તત્વોના સંમિશ્રણથી ભવિષ્યનું હિંદ ઘડાશે, પરંતુ શિક્ષણ, વિશુદ્ધિ અને ખરી આન્તર વ્યવસ્થાના દીર્ઘ વેગની જરૂર છે, તોજ એને માટે નિર્માયેલ ભાગ ભજવવા તે શક્તિમાન થશે. આવી રીતે તૈયાર થવાના કાર્યમાં નેતૃત્વ અને સહાય કરવાનું સદ્ભાગ્ય પશ્ચિમની પ્રજાનાં લલાટમાં લખેલું છે. અને જો લોલુપતા યાતો સ્વાર્થ ફાવી જશે નહીં તો મનુષ્ય જાતની કોઇ પણ પ્રજાના નશીબમાં પ્રજાકીય ભાગ ભજવવાનું લખ્યું હોય તેમાં સર્વોત્કૃષ્ટ ભાગ ઇંગ્લંડ ભજવશે. જ્યારે હિંદનાં સ્ત્રી પુરૂષ પૂર્ણ વિકાસને પામશે અને દુનિયામાં તેમનો ઇશ્વરી સંદેશ ફેલાવશે ત્યારે ઘણા કાળથી અદષ્ટ રહેલી નીતિ અને આધ્યાત્મિકતાની શક્તિનો મહાન્ પ્રવાહ ફરીથી તેના વહનમાં વહેવા લાગશે, અને પૂર્વ અને પશ્ચિમને, શ્વેત અને શ્યામ અને પીત અને ભુરા રંગવાળી બધી પ્રજાઓને—સર્વને આનંદ પામવાનું સરખું કારણ થશે.

# સુવાસ-છબી

પુ. ૧ લું. સપ્ટેમ્બર, ૧૯૧૬ અંક ૫ મો.


सैवाचिस्टे परमगहनो योगिनामप्यगम्यः ॥ भर्तृहरि


૧. શ્રીકૃષ્ણનો આદર્શ... ... ... શ્રી બાબા ભારતી. ૬૫
૨. સુધારાનું સ્વરૂપ. ... ... ... રા. મો. વિ. ગાંધી. ૬૬
૩. જાપાનના છાપખાનાની હાલત... ... વનમાળી. ૬૯
૪. બધું આપના અન્થો માટે, ઓ ગુરૂ! ... આર. એ. ૭૩
૫. સત્ય. ... ... ... ... ૭૬
૬. બાળકોનું ડહાપણ. ... ... ... બાળસ્નેહી. ૭૭
૭. યોગીઓના આદેશ ( કવિતા ). ... અમીધર. ૮૦



મોડાસા બ્રધરહૂડ તરફથી

તન્ત્રી તથા પ્રકાશક

મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી,

બી. એ. એલ એલ. બી.

ખાડીઆરોડ, અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦; પોસ્ટેજ રૂ. ૦-૩-૦; છુટક નકલ રૂ. ૦-૨-૦

# વાંચનારને.



બીજા સુધરેલા દેશોમાં વાચન માટેનો જેટલો બધો શોખ છે અને ન્હાનાથી મોટા સુધી દરેક જણ ચાલુ વિષયોથી માહિતગાર રહેવા કેટલો બધો ઉત્સુક રહે છે, એ માટે જ્યારે અમને વિચાર આવે છે, ત્યારે અમને લાગે છે કે આપણે હજુ ઘણા માઇલ્સ દોડવાનું છે આપણે બધા એક બીજાથી વિભક્ત અને છુટાછવાયા રહીએ એવી કુદરતની મરજીજ નથી. આપણે કુદરતની આ ઇચ્છા જોવી અને જાણવી જોઇએ. અને તેમ્હા માટે જો આપણે પાછળ પડી ગયા હોઇએ તો આપણે બેવડી ઉતાવળથી દોડવું જોઇએ. પણ જ્યાં સુધી આખા હિંદનો દેહ, કોઇ એક નવી ભાવનાથી, કોઇ એક નવા ચેતનથી, કોઈ એક નવો આદર્શ, કે જેમાં હિંદુ, મુસલમાન, પારસી, ક્રીશ્ચિયન, અગર દરકોઇ જે હિંદવાસી હોય તેમાં તેનો સમાવેશ થાય–તેનાથી સજીવ થઇ હાલવા ન માંડે, ત્યાં સુધી આપણે જીવનનો આનંદ ભોગવી શકીશું નહીં એટલા માટે અમારી યોજના એવી છે કે ફક્ત હિંદુસ્થાનના વાતાવરણમાં નહીં પણ પરદેશમાં પણ પ્રગતિ કરતા વિચારો કેવા સૂર ગજવી રહ્યા છે, તેનો કાંઇ ખ્યાલ આપવા સુવાસ્છનાનું કદ ઘણું મોટું થવું જોઇએ. આ મહિનામાં પ્રગટ થયેલો "જાપાનની છાપખાનાની હાલત' એ મથાળા હેઠળનો વિષય વાચવાથી સહજ જણાશે કે વાંચનારાઓ તરફથી મદદ મારેની કેવી અપેક્ષા રહેવી જોઇએ. ઘણાં બન્ધનોને લીધે આપણે અહીં નજીવી કીમતે છાપા ફેલાવી શકતા નથી, પરન્તુ જો હાલના સમયની ગંભીરતા સમજાય અને વાચકવર્ગમાં રસ ને ઉત્સાહ વધે તો એવો સમય દૂર નથી. અમે આગ્રહપૂર્વક વિનન્તિ કરીએ છીએ કે વાંચનારબન્ધુ પોતાના બન્ધુવર્ગમાં પ્રસ્તુત માસિકનો પ્રસાર કરી ગ્રાહક-વધારામાં કીમતી મદદ કરશે કે જેથી સુવાસ્છનાનું કદ વધારવાની તથા ઘણા નવા વિષયોથી વાચનારની સેવા કરવાની ઉમેદ સફળ થાય

# સુવાગ્છના

પુ. ૧ લું સપ્ટેમ્બર, ૧૯૧૬ અંક ૫ મો.

## શ્રીકૃષ્ણનો આદેશ



ઉંચે જો ને હું તારૂં આકર્ષણ થઇશ; નીચે જો અને માટી તારી સતત ઇચ્છા થશે; મારી તરફ જો અને તારામા મારૂં જે કાંઇ છે તે મને તારી તરફ ખેંચશે—કારણ કે જે કાંઇ મારામાંથી થયુ છે, જે કાંઇ મેં ઉત્પન્ન કર્યું છે, તેમાં હું વ્યાપી રહેલો છું. પૃથ્વી તરફ જો અને તારામાં જે કાંઇ માટીનુ બનેલુ છે તેને તું માટી તરફ દોરી જાય છે. કારણ કે સમાન સમાનને ખેંચે છે.



જે કોઇ મને ખોળે છે, તેની આગળ હું ખુલ્લો છું. કારણ કે મારે માટેની ઇચ્છા એજ તેની ઇચ્છાનું ફળ છે.

# સુધારાનું સ્વરૂપ



સુધારો શબ્દ તેના નિરંકુશ વાપરને લીધે એવા સંકુચિત અર્થમાં વપરાય છે કે જાણે તેનો અર્થ કેવળ થોડી ગણીગાંઠી પ્રવૃત્તિઓમાં સમાયલો હોય. એ રીતે જોતાં સુધારો એટલે બાળલગ્ન અટકાવવાં, પુર્નલગ્ન કરવું, ન્યાતિભેદનો ઉચ્છેદ કરવો, કન્યાવિક્રય કરવો નહીં, વગેરે વગેરે. અસ્તુ! એ અર્થમાં પણ એ ઠીક છે.

સુધારો એટલે? સુધારો એટલે બગડેલું સમારવું; નિદ્રિતને જાગ્રત કરવું; પોષક તત્વને બહારથી લાવી અંદર દાખલ કરવું. સુધારાનો આ અર્થ થાય છે. આ અર્થમાં આપણે જોવાનું છે કે ઉપરોક્ત સર્વ બાબત અને તે સિવાયની અન્ય તેના સત્યને સિદ્ધ કરી શકે છે કે નહીં.

જેમ વિશ્વ તેમ માણસ ગતિ કરતી ચેતન હયાતિ છે. તેની જીવનયાત્રામાં " સ્થંભો " શબ્દ લખેલો નથી, પણ " વધો " શબ્દ લખેલો છે. માટેજ હયાતિના આરંભકાળથી માંડીને અંત સુધી વિકાસ, પ્રગતિ, પૂર્ણતા નિર્માયલા છે. અને જો એમ છે તો " સુધારો " બહારથી આવેલી વિજાતીય ચેતનતા નથી પણ તે સજીવ સતત ક્રિયા છે, આ આપણે સમજવુ જોઇએ.

જ્યારે સ્થિતિ ધરાવતી હાલત ચેતનહીન બની જાય છે, જ્યારે તે હાલતનો આનંદ લૂટાઇ જાય છે, જ્યારે જીવનનો પ્રવાહ તેના માર્ગમાં વહેતો બંધ પડી જાય છે, જ્યારે સુખરૂપ હયાતિ ઉપર દુઃખનાં કોકડાંનાં કોકડાં બાઝી જાય છે, અને જ્યારે જીવનદિશાનો દીવો ઝાંખો થઇ જાય છે, ત્યારે કોઇ રક્ષક શક્તિનો ધક્કો લાગે છે અને તે નવિન પ્રવૃત્તિ રૂપે બહાર પડે છે. તે જાણે આગળ પાછળના સંજોગોથી ઉત્તેજાયેલ ક્રિયા હોય, ભિન્ન આવરણો પ્હેરી વિદેશમાંથી આવેલ અતિથિ હોય એમ લાગે છે: તે અનિશ્ચિતતા અને શંકાના વિવિધ રંગ ધરી એકાએક ઉભી થયેલી નાશક મૂર્તિ હોય એમ લાગે છે. અને આવી રીતે તે નવિન પ્રવૃત્તિ હયાત સમાજમાં સમાજમાંના એક તત્વ તરીકે માન પામતી નથી. તેના પ્રથમ

દર્શન સાથે તેને હોકી કાઢવાના અને તિરસ્કારી કાઢવાના સામા યત્નો થાય છે; ને "જુનાં" ને "નવાં" એવાં બે સામસામાં બળો યુદ્ધરૂપે દેખા દેછે.

આ સંઘરસણ ક્ષતિક્ષોભક ને કલેશકર છે, તો તે પોષક અને સ્થિતિ-સ્થાપક પણ છે. જ્યાંસુધી યુદ્ધના મંથનમાથી શુભાશુભનુ દધિ–માખણ તરી આવે નહીં, ત્યાં સુધી અમુક પ્રવૃત્તિને શ્રેય ગણી સ્વીકારવામાં વિલંબ થાય એ ઇષ્ટજ છે.

આપણે દરેક નવી કહેવાતી પ્રવૃત્તિનો ઇતિહાસ જોઇએ તો તેમાં ત્રણ તત્વો કામ કરતાં હોય છે. એક તત્વ એવું હોય છે કે જેના ઉપર જુના સંસ્કારની પ્રબળ છાપ અને મોહિની હોય છે, પોતાની ચાલુ સ્થિતિથી તે જો કે સંતુષ્ટ નથી હોતુ, છતાં થોડુ ઘણું સારૂં જે તે પ્રત્યક્ષ કરી શકે છે તેનું ઉત્પત્તિકારણ તે ઉતરી આવેલા વારસગુણો અને સંજોગોમાં જુએ છે; આથી તે તેમાં ફેરફાર કરવાને તદ્દન નારાજ હોય છે: આને આપણે જુના વિચારના લોકો કહીએ છીએ. બીજું તત્વ કોઇ નવા દર્શનથી, કોઇ નવી જાગૃતિથી, કોઇ નવા ચેતનથી ચેતનમય થાય છે અને પોતાની ચાલુ સ્થિતિ દુઃખરૂપ ભારરૂપ અને મૃત્યુવત્ જુએ છે, અને જો સંભવિત હોય, તો તેમાથી ન્હાસી જવા, તેને તિલાંજલિ આપવા, તેને ત્યજી દેવા, તેને ભાંગી નાખવા તત્પર હોય છે; કારણ કે તે જેને નવો પ્રકાશ ને આદર્શ કહે છે તેની મોહિની એટલી તો પ્રજ્વલન્ત હોય છે કે તેવા પ્રકાશમાં કે આદર્શમાં રહેલુ અંધારૂં વા અપૂર્ણતા તે જોઇ શકતું નથી: આને આપણે નવા વિચારવાળા યાતો સુધરેલો વર્ગ કહીએ છીએ. પણ, આ બન્ને વચ્ચે દાંડીરૂપ એક મધ્યમ વર્ગ હયાત હોય છે. તે જો જુના વિચારથી સંતુષ્ઠ નથી યાતો જુની સ્થિતિથી સુખી નથી, તો નવા વિચારને કે નવા આદર્શને એકદમ સ્વીકારી શકતો નથી; તે પહેલામાં અંધશ્રદ્ધા જુએ છે, તો બીજામાં અવિચારી ત્વરિતતા જુએ છે; તે એકમાં અંધારૂં જુએ છે, તો અન્યમાં પ્રકાશની પરદેશીયતા જુએ છે; આમ તે બન્નેને સ્વીકારી શકતો નથી તેમ ત્યજી શકતો નથી, પણ ઉદામ-પણે તેના શુભાશુભના નિર્ણય માટે કાળની મહાન સત્તાને પોતાનો કેસ સોંપી દેછે અને રાહ જોયા કરે છે.

તાત્વિક દષ્ટિથી જોતા આ ત્રણે તત્વો પ્રગતિમા ઉપયોગી અને સત્કારણીય છે, કારણ કે તે પ્રકૃતિના સમતોલપણાના નિયમને સિદ્ધ કરે છે. જે જુનાં તત્વોથી પોતાનો વર્તમાન દેહ ઘડાયો હોય અને

તેને લીધેજ હાલ નહીં તો પૂર્વે પોતાની ઉત્કૃષ્ટ સ્થિતિ અનુભવમાં આવી હોય, તો ડહાપણ એ છે કે જુનાને વળગી રહેવું–આવો વિચાર જુના વર્ગના લોકોમાં દૃઢ થયો હોય છે; અને એક રીતે જોતાં એ વાજબી પણ છે. તે વર્ગની દૃઢતા અને શ્રદ્ધામાં રાષ્ટ્રીય તત્વોનું બીજ રહેલું છે અને જે દેશ ઉન્નતિ ચાહે છે તેને તે બીજ સ્પર્શવાનાં અને ઉછેરવાનાં છે. ખરૂં છે કે કાળના વહન સાથે કચરો પણ તણાતો આવે છે; ખરૂં છે કે આદર્શના વિરામ સાથે અંધકારની છાયાઓ પડવા માંડે છે; ખરૂં છે કે પ્રકાશના અસ્ત સાથે જીવનનું ચૈતન્ય શીત થવા લાગે છે–અને આમ પડતીનાં કોતરો ઉઘડવા માંડે છેઃ પણ, કુદરતી ક્રમ એવો ગહન છે કે પડતી સાથે ઉન્નતિની ઝીણી કેડી પણ શરૂ થાય છે. આ કેડીને મોખરે ઉભા રહી અસંખ્યજનોને દોરી જવાનો ભગીરથ યત્ન કરતા, અને જો શક્ય હોય તો અધઃપતનના ગર્તમાં પડતા જીવોને બચાવવા પોતાનો હુકો હાથ લબાવવાનો લોભ કરતા ગણ્યાગાંઠયા વીરો ઉપહાસના અને વૈરના ભોગ થાય છે. અને આ અસમાન યુદ્ધ કાળની મુદ્રામાં પોતાના ગુણાગુણ પ્રગટ કરતું વરસોના વરસ સુધી ચાલુ રહે છેઃ આને આપણે સંક્રાન્તિકાળ કહીએ છીએ. યુદ્ધના પરિણામરૂપ નવા ચેતનવાળો નાનો વર્ગ, અદ્યાપિપર્યંત ઉંઘતા તત્વમાં ચેતનનો–જાગૃતિનો ઝબકારો નાંખે છે, તેની સાથે જુનો અને નવો બન્ને વર્ગ પોતપોતાના સંકુચિત જ્ઞાન સાથે ઉન્નતિનું શિખિર ચઢવાનું શરૂ કરે છે, અને કાળે કરી–સંક્રાન્તિકાળ પૂરો થતાં–એક સ્થળે આવી પહોંચે છે. આ યુદ્ધના અગ્નિમાં બન્ને પક્ષને પોતાનો અંધકાર દૂર કરવાનું હોય છે, બન્ને પક્ષને એક નવું આદર્શ–જે સ્વદેશીય આંખને પરિચિત હોય ને ગ્રાહ્ય હોય–જે સ્વદેશીય તત્વો ઉપર બંધાયેલું હોય, તેને ઝડપી લેવું પડે છે, અને કોઇ નવી ભાવનામાં–કોઇ નવા જીવનમાં પોતાના જીવન-આદેશની પર્યાપ્તિ ખોળવી પડે છે. આ 'સુધારા' ને અથવા ખરૂં કહીએ તો આ કુદરતી ફેરફારને આપણે સુધારો પરિપક્વના પામ્યો એમ કહીએ છીએ. આપણે આવી દૃષ્ટિથી હિંદના વાતાવરણમાં કેવાં નવાં તત્વો દાખલ થવા અથવા તો બીજી રીતે કહીએ તો હિંદના જીવનમાં જીવનરૂપ થઈ નવું જીવન ઘડવા યત્ન કરે છે, તે તપાસીશું

(અપૂર્ણ)

મો. વિ. ગાંધી.

——o——

# જાપાનના છાપખાનાની હાલત



હાલના જમાનામાં છાપાં કેવો અગત્યનો ભાગ ભજવે છે, તે દુનિયામાં ચાલતા વ્યવહારો ને રાજ્યતંત્રથી વાકેફગાર હોય તેને માલુમ છે. છાપાંજ પ્રગતિનું મૂખ્ય સાધન ગણાય છે અને તેથીજ રાજ્યો જ્યારે નવા કાયદા ઘડવાના હોય કે રાજ્યતન્ત્રમા ફેરફાર કરવાનો હોય અગર કોઈ પણ દિશાનો સાર્વત્રિક સુધારોવધારો કરવાનાં હોય, તો જાહેર પ્રજાનું મન જાણવા છાપાં દ્વારા તે માટેની ટીકા તથા અભિપ્રાયો જુએ છે અને તેને અનુસરતું વલણ રાખે છે. આ નિયમ કેવળ રાજ્ય ને પ્રજાને લાગુ પડે છે, એમ નથી. હરકોઈ બાબતમાં પછી તે ધર્મ, સમાજ, કેળવણી કે ઉદ્યોગને લગતી હોય પરંતુ તેને સાર્વજનિક રૂપ ધર્યું હોય તો સુધરેલા દેશમાં ઉપરનું ધોરણ સ્વીકારાય છે અને ફેરફારો હયાતિમાં આવે છે. આપણને હિંદુસ્થાનમા આવી સ્થિતિનો અનુભવ ઓછો છે, બલ્કે લગભગ કરીજ નથી એમ કહીએ તો ચાલે. આપણો પ્રજાવર્ગ ચાલુ કાળમાં ચર્ચાતા વિષયો તરફ પુરતુ લક્ષ આપતો નથી, અગર તેમનું હિત ધરાવતા હોય તેવા વિષયો તરફ વધારે માહિતી મેળવવા તરફ ઇન્તેજારી સુદ્ધાં દાખવતો નથી. અહીં જેને રાષ્ટ્રીય ચળવળ અગર દેશકીય પ્રશ્નની ઉહાપોહ કહીએ તેનું ઇષ્ટ ભાન થતું નથી એમ કહીએ તોપણ ચાલે. આમ હોવાનું કારણ એ છે કે તેવી સ્થિતિને માટે અહીં રસ નથી કારણ કે તેને માટે પુરતુ ક્ષેત્ર નથી. તેને માટે વિચારસ્વાતન્ત્ર્યની પૂરી છૂટ હોવી જોઇએ, અને સામાન્ય કેળવણીના લાભથી કોઇ પણ રહિત ન હોવો જોઇએ. આવી સ્થિતિ ઉત્પન્ન કરવામાં પણ છાપાં મૂખ્ય ભાગ ભજવે છે, એ આપણે ભુલવું જોઇતું નથી. આપણે અહીં જાપાનમાં છાપાંની સ્થિતિ માટે થોડુંક વિચારીશું. કારણકે ૫૦ વરસ અગાઉ જાપાન હાલ આપણી સ્થિતિ છે તેના કરતાં વધારે દુર્દશામાં હતું, જ્યારે હાલમાં પાશ્ચાત્ય સુધરેલ પ્રજામાં તેણે કીમતી સ્થાન મેળવ્યું છે.

૫૦ વરસ ઉપર જાપાનમાં એકજ પત્ર હતું ને તેમાં ચીની ભાષામાંથી ઉતારા અગર ભાષાન્તર આવતાં. ૧૮૭૧ માંજ પહેલું રોજીંદુ તથા ત્રણ સાપ્તાહિક હયાતિમાં આવ્યાં. આ પત્રો હજુ છપાય છે. અત્યારે તો

એકલા ટોકીઓ–જાપાનની રાજધાની–માં ૨૧ આગળ પડતાં દૈનિક છે, અને તેમના કેટલાકના ગ્રાહકો તો ૨૫૦,૦૦૦ કરતાં પણ વધારે છે. સને ૧૯૧૫ માં છાપાંની કુલ સંખ્યા ૮૬૧ ની હતી ને માસિકો ઉમેરીએ તો ૨૭૧૯ ની હતી.

જાપાનમાં સરકારી નોકર છાપાનો માલિક થઇ શકે છે અને જાહેર લેખો લખી શકે છે રાજકીય યા પ્રજાકીય દરેક પક્ષના મેમ્બરોને પોતાનાં આ વાજીંત્રો હોય છે. છાપાંને ત્યાં એટલું બધું વજન અપાય છે કે સરકાર પક્ષના મેમ્બરો પણ સામાવાળીઆ છાપાંના માલિકોને પોતાના ત્યાં નોતરે છે ને રાષ્ટ્રીય સવાલો ઉપર ચર્ચા ચલાવે છે, પોતાનો મત સમજાવે છે ને આમ અરસપરસનું આમંત્રણ ચાલે છે. જાપાનના છાપાંના ચાલકોએ પરદેશી રાજ્યમાં પોતાનો સ્વતન્ત્ર તારનો સંબન્ધ રાખ્યો હોય છે. અને જો કે કેટલાક રૂટરથી કામ પાડે છે, છતાં ઘણું ખરૂં તો તે પોતાના માણસો ને લખનારા દ્વારા કામ લે છે.

જાપાનના તન્ત્રીઓ સાધારણ રીતે વધારે માહિતગાર અને દુનિયાના રાજ્યતન્ત્રના તાજા ને પૂરા ઇતિહાસના જાણકાર હોય છે. જાપાનના એક દૈનિક છાપામાં નાનેથી મોટે સુધી ૨૦૦–૩૦૦ તો લખનારા હોય છે. દરેક દૈનિક છાપાને પરદેશી ખાતુ હોય છે, તેમાં અનુભવી માણસો રોકાયલા હોય છે. એવીજ રીતે વેપાર, સાહિત્ય તેમજ કળાને લગતાં પણ ખાતાં હોય છે. જો કે જાપાનમાં લખનારાઓનો પગાર અમેરીકા તથા યુરપના બીજા દેશોના કરતાં ઓછો હોય છે, છતાં લખનારાઓની સંખ્યા જોતાં મહેનતના પ્રમાણમાં ઠીક હોય છે. દરેક સારા છાપાએ પરદેશમાં પોતાના માણસો રાખેલા હોય છે તેથી તે દેશમાં થતા દરેક બનાવથી તથા ફેરફારો કે જેમાં જાતમાહેતીની જરૂર હોય, તેથી તે સંબન્ધમાં રહે છે.

લન્ડન ટાઇમ્સ, લન્ડન ડેલી ન્યુઝ, ન્યુયોર્ક ટાઇમ્સ વગેરે છાપાં તેમનું દર જોતાં ઘણાંજ સોંઘાં ને સસ્તાં વેચાય છે. આવુંજ જાપાન માટે છે. આવાં કેટલાંક છાપાં માટે તો એમ પણ કહેવાય કે તેમની જોઇએ તે કરતાં વધારે ખપતથી તે નુકસાની ભોગવે છે. કારણ કે આ સુધરેલા દેશોમાં છાપાંનો ઘણોખરો ખર્ચ જાહેરાતમાંથી વસુલ થાય છે ને નહીં કે ગ્રાહકોના લવાજમમાંથી.

આ સાથે જાપાનને લગતો કાયદો પણ અભ્યાસ જોગ થઈ પડશે. જાપાનના છાપાં ઉપર કાયદાનાં ત્રણ બન્ધનો છે-(૧) ચાલુ રાજકીય પ્રશ્નોની ચર્ચા કરતા પત્રને ૧૭૫ થી તે ૨૦૦૦ યેન (૧ યેન = રૂ. ૧-૮-૦) સુધી જામીનગીરી તરીકે જમે કરાવવાના હોય છે; (૨) ખાનગી બદનક્ષીની બાબતોમાં એવું ઠરાવવામાં આવ્યું છે કે જે પત્રમાં બદનક્ષીવાળુ લખાણ પ્રસિદ્ધ થયું હોય તેને સામાવાળાનો જવાબ તેજીજ જગામાં ને તેવીજ રીતે દાખલ કરવો; આમાં ગુન્હેગારના ૫૦ થી તે ૧૦૦ યેન સુધી દંડ થાય છે; (૩) લશ્કરી યાતો રાજ્યની ભેદભરેલી બાબનો વિશેના નિયમોનું ઉલ્લંઘન કરવામાં આવે તો કાયદેસર કોર્ટથી તેને દાબી દેવામાં આવે છે. આ નિયમો કડક લાગતા છતાં તેનો અમલ એવી રીતે કરવામાં આવે છે કે છાપખાનાં વિચારસ્વાતન્ત્ર્યની છૂટ બીજાં સુધરેલાં રાજ્યો જેટલીજ ભોગવે છે, બલ્કે કોઇ બાબતમાં તો એમનાથી પણ વધારે ભોગવે છે.

આ ઉપરાન્ત, ૬ દૈનિકો અંગ્રેજીમાં પ્રસિદ્ધ થાય છે ને તેનો કારભાર અંગ્રેજોના હાથમાં છે. અલબત તેનો ફેલાવો ઓછો હોય એ દેખીતું છે.

જાપાનની ઉપરની હકીકત સાથે આપણે અહીંની સ્થિતિ સરખાવીએ તો ભેદ તદ્દન ખુલ્લો જણાય એમ છે. અહીં વસ્તીના પ્રમાણમાં છાપાંની સંખ્યા નહીં જેવી ગણાય. હયાત છાપાંનો ફેલાવો જુજ અને કીમતમાં ભારે છે. અહીંનો સરકારી નોકર છાપું રાખી શકતો નથી અગર જાહેર વિષયમાં ભાગ લેઈ શકતો નથી. અહીંનો કાયદાનો અમલ ઘણો કડક હોવાથી છાપાંના અભિપ્રાયો સ્પષ્ટ અને નિર્ભય હોવાનો પણ સભવ ઓછો છે. છાપાં ચલાવનાર અગર છાપાં વાંચનારવર્ગ સંતોષકારક નથી. છાપાંના ચાલકો પુરતી માહિતી વગરના તો છાપાં વાંચનારવર્ગ અભણ અને બીન-ઉત્સાહી છે. ટુંકમાં, અહીં છાપાંનો ધધો એટલો મહત્ત્વનો કે માનપ્રદ ગણાતો નથી-અને ચાલુ પરિણામ આવવા માટે સામાન્ય અજ્ઞાન, કાયદાનાં અઘટિત બન્ધન, અને નાણાંની તગી એ ત્રણ મુખ્ય કારણો છે. આપણે તે માટે જરી વિસ્તારથી નીચે વિચાર કરીએ

સવાલ એ છે કે જો છાપાં હાલના જમાનામાં આટલો જબરો ભાગ ભજવે છે અને દુનિયાના વ્યવહારો તથા તત્વો ને વિચારોની આપ-લેનાં દોરડાંથી જુદા જુદા દેશોના તનમનને સાંધે છે, તો તે માટે જેટલી ઉપેક્ષા થાય તેટલો પ્રગતિમાં વિલંબ વધારે. પણ, છાપાં સારી સ્થિતિએ

પહોંચે તે માટે કેટલી આવશ્યક સ્થિતિઓ જોઇએ. ધંધો ને વેપાર ખીલવો જોઇએ, કારણ કે છાપાંનું ખર્ચ તેની જાહેરાતથીજ પુરૂં પડે છે. લોકોમાં કેળવણી વધવી જોઇએ અને પ્રજાને એવું આદર્શ મળવું જોઇએ કે દરેક જાતિ અગર કોમ તે આદર્શના સ્વાનુભવમાં પોતાનું હિત જુએ. લોકોએ સમજવું જોઇએ કે જેમ સંસારમાં બીજા ધંધા છે ને તેને માટે મૂડી જોઇએ છે તેમ છાપાં પણ એક જાતનો ઉમદા ધંધો છે ને તેમાં કામ કરનારને પણ એમાંથી આજીવિકાનાં સાધન મળવાં જોઇએ. લખાણુ એ એક જાતની કાલ્પનિક ક્રિડા માત્ર છે, એમ ન ધારતાં તેની ગંભીરતા ને જોખમદારીનો ખ્યાલ સારી પેઠે મનમાં બેસવો જોઇએ. ગ્રન્થો અને છાપાં–આ લેખકોનાં હથિયાર છે ને તે વગર સારા કામની આશા રાખવી એ નિર્થક છે. છાપાં વધારે સખ્યાબધ, રસિક, વજનદાર, સોંઘાં ત્યારેજ થાય કે જ્યારે છાપાંની અગત્ય સમજનાર સાહસિક નરો બહાર નીકળી પડે અને લોકો કદર કરતા થાય. આપણા લોકો એવી વાણિજ્યશક્તિ ધરાવનાર છે કે પૈસા ખરચી શકે એવી સ્થિતિના હોવા છતાં, ઉછિનાં છાપાંથી પોતાનું કામ ચલાવે. જ્યારે છાપાં રાજકીય તેમજ બીજી સાવજનિક બાબતમાં પોતાનું ગંભીર સ્વરૂપ પકડશે ત્યારે વિચાર કે અભિપ્રાયની શ્રેષ્ઠતા બહાર આવશે અને ઉત્તમ પરિણામ નિપજશે. જાપાનના રાજ્યકારભારીઓ સુદ્ધાં છાપાંથી બ્હીતા રહે છે અને જ્યારે તેમના કૃત્યો ઉપર જાહેર હૂમલા થાય છે ત્યારે ઘણા અસ્વસ્થ બને છે. જ્યારે એક છાપામાં ઘણા કામ કરનારા હોય છે ત્યારે જાહેર વિશ્વાસ પણ વધારે પ્રમાણમાં મૂકવામાં આવે છે; કારણ કે તેમ થવાથી પક્ષાપક્ષીનું વિષ ઓછી અસર કરી શકે છે.

આપણે જાપાનની સ્થિતિ ઉપરથી ઘણું શીખવાનું છે. જો જાપાન ૫૦ વરસમાં આવું થઈ શક્યુ છે, તો હિંદ કેમ ન થઇ શકે ?

વનમાળી.

---

તા. ક.—જાપાન સંબન્ધી આ લેખમાંની હકીકત મોડર્ન રિવ્યુમાંથી શ્રીયુત લાલા લજ્પતરાયે લખેલા લેખ ઉપરથી લીધી છે.

વનમાળી.

# બધું આપના ગ્રન્થો માટે, ઓ ગુરૂ !



એક ગામડાના પાદરમાં એક મઠુલી આવેલી હતી. મઠુલીમાં ગુરૂ શિષ્ય રહેતા હતા. અહીં ગામમાંથી દરરોજ સાંજરે લોક કથા સાંભળવા આવતા; જ્ઞાનામૃતથી પોતાના દિવસો સુખશાંતિમાં ગાળતા; અને આમ જીવનભાર આનંદ સાથે સહેલાઇથી સહન કરતા.

એક સાંજે દરેક જણના મુખ ઉપર ગ્લાનિ પ્રસરી રહી હતી. ગુરૂએ કહ્યું હતું કે તેઓ યાત્રાર્થે ચાર વરસ માટે પરદેશાટન કરવાનો ઇરાદો રાખે છે. તેમણે કથા શ્રવણ કરવા આવનાર બધાને આશીર્વાદ આપ્યો; પોતાના જુવાન શિષ્યની સંભાળ રાખવા ભલામણ કરી, અને દિલાસો આપ્યો કે કથા શ્રવણ હમેશ માફક તેમનો શિષ્ય કરશે. સાથે બધા ગામવાસીઓએ તે પ્રમાણે કરવા કબુલ કર્યું

બીજે દિવસે સવારે ગુરૂએ પોતાના શિષ્યના મસ્તક ઉપર પ્રેમપૂર્વક હાથ મૂક્યો; ગ્રન્થની ઉદરોથી સંભાળ રાખવાનું કહી ઘણો આશીર્વાદ ને દિલાસો આપ્યો. ભારે હૃદયથી શિષ્યે ગુરૂની બધી આજ્ઞાઓ માથે ચઢાવી અને ગુરૂનાં વ્હાલાં પુસ્તકો જીવ સાટે પણ રક્ષણ કરવાનો મનમાં સંકલ્પ કર્યો.

નિયમ મુજબ બીજે દિવસે સાંજરે કથા શરૂ થઈ; પણ કથા શ્રવણમાંથી મઝા ઉડી ગઈ હતી. શિષ્યનું શરીર કલાન્ત અને વદન ભારે તથા શ્રમિત લાગતું હતું. કારણ શોધતા શ્રવણિકોને જણાયુ કે ગ્રન્થોની ઉદરથી સંભાળ કરવામાં શિષ્યને આખી રાતનો ઉજાગરો થયો હતો ને તેથી આંખો નિર્જીવ લાગતી હતી બધાએ નિશ્ચય કર્યો કે "ઠીક સારૈ. શિષ્યનું હમેશનું દુઃખ ટાળવા એક બિલાડી લાવી આપવી. તોજ ગ્રન્થો સહીસલામત છે એવું જાણી શિષ્ય આરામ લઇ શકશે. કારણ કે ગ્રન્થો ગુરૂજીને ઘણા વ્હાલા છે ને તેમની ઉદરથી રક્ષા કરવાની છે."

તેટલા માટે બિલાડી આવી; પણ બિલાડીના આવવા સાથે બીજી

વારસનો છોકરો હતો ને બીજા હાથે એક ત્રણ વરસનો છોકરો વળગેલો હતો: ને આ છોકરાના કીકીઓમાં વૃન્દાની નાચતી આંખોનું પ્રતિબિમ્બ હતું તો તેના વદન ઉપર તેના બાપની મીઠાશ હતી.

ગુરૂને જોતાંવેંતજ પૂર્વની સ્મૃતિ તેના મસ્તકમાં ઉભરાવા લાગી: તેણે પોતાને પોતાના ગુરૂ આગળ શ્લોક શીખતો જોયો, ને તે પોતે સંન્યાસી થવાનો હતો એ યાદ આવ્યું; તેણે પોતાને તપ કરતાં જોયો, ને તે પોતે તપસ્વી થવાનો હતો તે યાદ આવ્યું; તેણે પોતાને તપોવનમાં પ્રભુ સાથે જીવન ગાળતો જોયાં; અને પૂર્વ સ્મૃતિઓના એકાએક બારથી તે ચમક્યો, ગુરૂજીના ચરણકમળમાં પડયો. ભીની થયેલી ધુળથી આમતેમ આળોટવા લાગ્યો અને મુક્તકંઠે કહેવા લાગ્યો:

"આ બધુંજ આપના ગ્રન્થ માટે બન્યું, એ ગુરૂજી! આ આપના ગ્રન્થ માટે બન્યું ઊંદર નિવારવા બિલાડી લાવવામાં આવી; બિલાડી પાળવા ગાય લાવવામાં આવી; ગાય પાળવા વૃન્દા આવી; મારી જીંદગી બચાવવા હું તેને પરણ્યો; અને આ બે બાળક: બધુંજ આપના ગ્રન્થ માટે, ગુરૂજી! બધું આપના ગ્રન્થ માટે!"

આર. એ.

---

# સત્ય



એક પડસાળમાં ચાર માણસો બેઠા હતા અને તત્ત્વજ્ઞાનની ઝીણી બાબતો ઉપર વાદવિવાદ કરતા હતા. દરેક જણ પોતાના દૃષ્ટિબિન્દુથી સત્ય રજુ કરતો. દરેક જણ તકરારના સારા મુદ્દા મૂકતો અને ચોક્કસ-પણે ધારતો કે તે અચૂક ખરો છે. તકરાર વધી ને ગરમ થઇ. એકાએક એક જણ જાણે કંઇ પ્રેરણા થઇ હોય તેમ ઉઠયો અને બોલ્યો, "મને એક વિચાર સૂઝયો છે"—ને તેણે તેની ખુરશી ઓરડીની મધ્યમાં મૂકી.



( ટૉલ્સ્ટૉયની એક વાર્તા ઉપરથી )

(એક ઘરડો સુતાર ઓસરીમાં પાટીઆં ઘડે છે; ઘરના ધણીનો સાત વરસનો છોકરો તેને જોઇ રહ્યો છે.)

છોકરો—વાહ, તમે કેવું મઝેનું કામ કરોછો! તમારૂં નામ?

સુતાર—મારૂં નામ? અગાઉ લોક મને મોતીઓ કહેતા, હવે મોતીચંદ કહે છે ને માન સાથે બોલાવવું હોય તો મોતીચંદભાઇ કહે.

છોકરો—મોતીચંદભાઇ, તમે કેવું મઝેનું કામ કરો છો?

સુતાર—જ્યાં ત્યાં કામ કરવું; પછી ભલે તે સારૂં હોય.

છોકરો—તમારે આવી ઓસરી છે ?

સુતાર—મારા ઘરને ? બેટા, અમારે ઓસરી છે પણ આની જોડે સરખાવતાં કાંઇ વિસાતમાં નહીં. ઓસરી છે પણ બારી બારણાં ન મળે. જો તું ત્યાં આવવાનો હોય તો તને અંધારું ઘોર લાગે, મારે એવી ઓસરી તો છે—

છોકરો—તમે તો મશ્કરી કરો છો ના, ખરું કહોની. તમારે આવી ઓસરી છે કે નહીં ? મારે જાણવું છે.

સુતાર—બેટા, અમારા જેવાને આવી તે ઓસરી શા રીતે હોઇ શકે ? અમારા માથા ઉપર એક છાપરું સરખું હોય તે પણ અમારું મોટું મોટું ભાગ્ય; અને તું "ઓસરી" ની વાત કરે છે ! ગયા ઉનાળાથી હું છાપરું કરાવવાનો વિચાર કરું છુ. હમણાંજ મેં જુનું ઉકેલી નાખ્યું; પણ નવું પુરૂં થયું નથી, અને એમને એમ સડયા કરે છે અને ભીનાસથી ખવાઇ જાય છે.

છોકરો—( આશ્ચર્ય ) પણ એવું શા માટે ?

સુતાર—એવું શા માટે ? કારણ કે છાપરું કરાવવાની મારી શક્તિ નથી

છોકરો—વળી અમારે ત્યાં કામ કરવાની શક્તિ તો છે !

સુતાર—તમારે માટે હું કામ કરી શકુ છું, પણ મારે વાસ્તે નહીં.

છોકરો—શા માટે નહીં ? મને સમજ ન પડી. સમજાવોને.

સુતાર—તું મોટો થઇશ એટલે સમજીશ-તમારૂં કામ હું કરી શકું છું, પણ મારૂં કરી શકતો નથી.

છોકરો—પણ એવું શા માટે ?

સુતાર—કારણ કે એ માટે મારે લાકડાં જોઇએ છે, ને મારી પાસે નથી. મારે વેચાતાં લાવવાનાં છે. ખરીદવા માટે મારી કને કશું નથી. જ્યારે હું અહીં મારૂં કામ પુરૂં કરી રહું, અને તારી આ ગેરે

હાલના પ્રયત્ન પરથી થોડા સમયમાં તેઓ જાણી શકયા છે કે, એ અનેક વર્ષોમાં જે ભયંકર મનુષ્યહાનિ થઇ છે તે ઘટિત ઉપાયોથી થઇ શકી હોત. પ્રયોગાન્તે પ્રત્યક્ષ અનુભવ થયો છે કે અમુક પ્રકાર યોગ્ય સાવચેતી રાખવાથી મૃત્યુનું પ્રમાણ એકદમ ઓછું થયુ છે. તે પરથી સિદ્ધ થાય છે કે, આજ સુધી પાંચ બાળકોમાંનુ એક બાળક બાર મહિના અંદર જ મરતું હતું તે કેવળ નિષ્કાળજીપણાથી, અજ્ઞાનતાથી અને દૈવ અવલંબી રહેવાની ઘાતકી ટેવથી જ. જર્મનીના લોકોની પ્રથમ એવી માન્યતા હતી કે, 'નાના બાળકો નાની ઉંમરમાં મૃત્યુ પામે એવી ઇશ્વરી યોજના છે. પૃથ્વી પર વાજબી કરતા વિશેષ મનુષ્ય થવાં ન જોઇએ એવી તેની ઇચ્છા છે. એ ઇચ્છાનુરૂપ નાલાયક ( unfit ) બાળકોનો તેજ સંહાર કરે છે.' સુદૈવે હવે એ સમજ દૂર થઈ છે. હવે લોકો એવું તત્ત્વ સમજતા થયા છે કે, ઇશ્વિર નાની વયમાં મરવા માટે કોઇને જન્મ આપતો નથી. બાળકોના મૃત્યુનું ખરૂં કારણ માતાપિતાની નિષ્કાળજી ઉપરાંત દૂધ અને તાજો ખોરાક, સ્વચ્છ હવા અને નિરોગી જળનો અભાવ એજ છે બાળકોના મૃત્યુ સાથે ઇશ્વિરી યોજનાનો કશો સંબંધ નથી.

આ રાષ્ટ્રિય આપત્તિ દૂર કરવા માટે જર્મનીમાં જુદી જુદી સંસ્થાઓ સ્થાપન થઇ છે, અને તે અનેક દિશામાં પ્રયત્ન કરે છે. આ પ્રયત્નની દિશાઓ જો કે જુદી જુદી છે તોપણ તે સર્વેનું દષ્ટિબિન્દુ એક જ છે અને તે સાધ્ય થાય તે માટે જર્મન શહેનશાહ કયસર અને શહેનશાહ બાનુએ તેની આગેવાની સ્વીકારી છે. વીમેન્સ પેટ્રિઑટિક એસોસિએશનને (Womens Patriatic Association) કાર્યવાહક સભાને તા. ૧૫ મી નવેમ્બર ૧૯૦૪ ના રોજ કયસરે એક પત્ર લખ્યો હતો. તેમાં તેણે લખ્યુ છે કે, "નાની ઉંમરનાં બાળકોના આરોગ્યના વિષે પુષ્કળ લોકો ધ્યાન આપતા નથી તે અતિ શોચનીય છે. મારી અંતઃકરણપૂર્વક એવી ઇચ્છા છે કે, એ સ્થિતિ સુધારવા માટે સરકારી અમલદારો અને તમારી સંસ્થા જેવી પરોપકારી સંસ્થા જે પ્રયત્ન કરે તે પૂર્ણ રીતે યશસ્વી થાય. તમારી એસોસિએશનની વ્યવસ્થા અતિ ઉત્તમ છે, અને મને પુરેપુરો વિશ્વાસ છે કે આ કામ માટે રાખેલા સરકારી અધિકારી અને નોકરો સાથે જો તમે હળીમળીને કામ કરવા લાગશો તો આ દેશકાર્ય સિદ્ધ થશે." આ પરથી આ વિષય સંબંધી કયસરને દેશની પ્રજાસંવર્દ્ધનની કેટલી લાગણી તે સહજ ધ્યાનમાં આવે તેમ છે.

પરંતુ, કદ વધારીને જ સંતોષ ન માનતાં સુવાઞ્છનામાં ઉપ-યોગી તેમજ રસિક વસ્તુઓ આપી તેનો ખપ વધે એટલા માટે એક નવિન યોજના ઉભી કરી છે. તેને અમલમાં મુકવાને હજુ એકાદ મહિનાની વાર છે, છતાં અમને ખાતરી છે કે જ્યારે તે અમલમાં આવશે ત્યારે સુવાઞ્છનાને વાંચ્યા વિના તમારાથી રહેવાશે નહીં. પણ તે માટે અત્યારથી બોલવું ડહાપણભરેલું ન કહેવાય.

પણ, અમે જે કાંઈ કહી શકીએ તો એ છે કે ભલે તમે સુવા-ઞ્છના પાસે ઉપયોગી ને રસિક વસ્તુ તેમજ કદમાં વધારો માગો: ભલે તેની તુલના કરવામાં જરા સખત કસોટી કરો; પરંતુ, જ્યારે ઉપરની સરતો ઘણે અંશે પાર પડવા વારો આવશે ત્યારે તો તમે તેને બનતી બધી રીતે મદદ કરવાની જોખમદારી માથે ખુશીથી લેશોને?

સુવાઞ્છનાનો વધારો ફેલાવો કરવા માટે એક કરતાં ઘણાં કારણો છે: ખરૂં છે કે તેને પ્રસિદ્ધ કરનાર વર્ગ સાક્ષરોનું મંડળ નથી; ખરૂં છે કે સેવા કરવાની તેની શક્તિ જોઇએ તેવી ખીલેલી નથી–છતાં, સેવા કરવાની તેની ખરા દિલની ઉમેદ છે. અને શું હૃદયના ભાવ સાધનો કરતાં ચઢીઆતા નથી? તમે મદદથી એ ભાવોને પોષણ આપશો, એવી સુવાઞ્છનાની પ્રાર્થના છે.

# સુવાસ-છન્દા

પુ. ૧ લું. નવેમ્બર, ૧૯૧૬ અંક ૭ મો.

## નૂતન વર્ષ



નવિન વર્ષ સાથે નવિન આશા. વધતા બાલકની ગતિ જોઈ કોને આનંદ થતો નથી ? હિંદ હવે માણસની ગતિથી ચાલવાનું શરૂ કર્યું છે; વર્ષે વર્ષે તે વધારે ને વધારે મજલ કાપતું જાય છે. તેના બાલકોનાં લોચન નવા પ્રકાશથી અંજાવા લાગ્યાં છે. વિવિધતાને ઠેકાણે એકતા, દ્વેશને ઠેકાણે હેત, વૈરને ઠેકાણે ભાતૃભાવ, ભિન્નતાને ઠેકાણે અભેદ-એમ અનેક દૈવી ગુણોનો સંચાર અદ્દશ્યપણે તેના દેહમાં થયાં જાય છે. આ ગુણો ટકાવી રાખવાનો અને ખીલવવાનો ઘણાં ભાંડુઓએ-જેમના પવિત્ર મન ઉપર સૂર્યનો પ્રકાશ પડ્યો છે તેમણે-નિશ્ચય કર્યો છે. આ પ્રકાશ ધીમે ધીમે વધતો જાય છે, એ આ કાળનું શુભ ચિહ્ન છે, તેની નોંધ આજના માંગલિક પ્રસંગે લેવી જોઇએ.

પણ દેખીતી રીતે તો બહારની દુનિયા વૈરના અગ્નિમાં થઈ મૈત્રીભાવની ચાંદનીમાં વિશ્રામ લેવા મથી રહી છે ; પરદેશમાં વસતા બન્ધુઓ ભેદના અને કલેશના તીખા અનુભવો લઈ, વધારે દ્દઢ, મજબુત અને સાચી પ્રગતિનો રસ્તો ખોળી રહ્યા છેઃ ત્યારે આપણે શું કરીશું ? જ્ઞાતિઓના નાના મોટા ઝઘડાઓમાં ભટકીશુ ?-અજ્ઞાનની પથારાયલી છાયાને જ વળગી રહીશું ?-અંધશ્રદ્ધાના ફાંસામાં, ઘણી વખત તો ધર્મ કહેવાતા અધર્મના મોટા તાપમાં તપી રહીશું ?-નિરુત્સાહી, પરાધીન લગ્ની, સત્વહીન પડી રહીશું ? યુગનો વીરધર્મ કહે છે, "ના." ભાવિના પગથાળે ભવ્ય મેદાન ઉઘાડું છે; એ મેદાનમાં પ્રવેશ કરવો યા શિથિલતામાં ઉભા રહેવું, એ આપણી મુનસફી ઉપર છે.

તેથીજ વિચારકોનું માનવું છે કે વધુ નહીં તો ઓછામાં ઓછું લખતાં-વાંચતાં તો દરેક માણસને આવડવુંજ જોઇએ. એટલા અલ્પ જ્ઞાનથી પણ માણસને બેનસીબ રાખવો, એના જેવું પાપ કહીએ તો પાપ અને જે કહીએ તે અનિષ્ટ બીજું કાંઇ નથી.

જ્યારે હિંદના આગેવાનો હિંદના લાભ માટે પૈસાનો વ્યય કરવા અમુક અમુક રસ્તાઓ બતાવે છે, ત્યારે ઘણા ઘણા વાંધા બતાવવામાં આવે છે. જો કેળવણી એ મોટામાં મોટી અગત્ય હોય–અને છે એવું જો ખરા દિલથી કહેવામાં આવતું હોય, તો શું તેના ખર્ચના રસ્તા ન સુઝે? અમને નથી લાગતું કે તેનો જવાબ નકારમાં દઇ શકાય. ઉદ્યોગ અને બીજી રાજદ્વારી બાબતો માટે પણ ઘણો અસંતોષ જગજાહેર છે. પણ અહીં એ માટે વિવાદમાં ન ઉતરતાં અમે એક આત્મઉપાલમ્ભની વાત કહેવાનું વાજબી ધાર્યું.

પ્રાન્તિક પરિષદના અગર બાકી રહેલી ત્રણ પરિષદોના ઠરાવો જુઓ. તમને નથી લાગતું કે કેટલાક ઠરાવનું પરિપાલન આપણે પોતે–બીજાની મદદ વગર યાતો અન્યની ડખલ વગર–કરવા ધારીએ તો કરી શકીએ એમ છે? જ્યાં સુધી આપણે સચ્ચાઇનું, ખરા મનુષ્યત્વનું, મોઢેથી બોલાવાની પ્રીતિનું નહીં પણ હૃદયમાં જાગતી પ્રીતિનું પાલન કરીશું નહીં, ત્યાં સુધી આપણને અધિકાર પ્રાપ્ત કર્યા વિનાની સ્થિતિ માગવાનો અધિકાર શો છે? આ વ્યવહારિક તેમજ આધ્યાત્મિક સત્ય છે; અને તેનું અવલમ્બન કરવામાં જેટલો વિલંબ થાય છે તેટલોજ તેની સિદ્ધિનો દિવસ લંબાય છે.

આપણે એક વખત રાષ્ટ્ર ભાવનાના ઉન્નત આદર્શ દૃષ્ટિમાં પરોવી દઇએ; વ્યક્તિ–સ્વાતન્ત્ર્ય કે વ્યક્તિ–વિકાસના ધાર્મિક સિદ્ધાન્તનો કશા સંકોચ વિના સ્વીકાર કરીએ; નીતિના પાયા ઉપર જીવનની દિવાલો ચણીએ; અને ભ્રાતૃભાવના વિશાળ પ્રેમથી હૃદય–સમુદ્રને ખળભળવા દઇએ; તો ઇષ્ટભૂમિ દૂર નથી પણ નજીક છે.

પણ, બધું જોતાં એક વાત ચોક્કસ છે. અમદાવાદનું જીગર પણ છેક ઉધતું નથી, અને નમાલાપણાના કે નિરુત્સાહીપણાના જે જે કલંકો તેને શિર નાંખવામાં આવતાં હતાં, તે છેક સત્ય નથી. દરેક દેશની તુલના કરતાં તેનું શરીર કેવા તત્ત્વોથી ઘડાયું છે, એ જોવું પ્રથમ જરૂરનું છે. જ્યારે આખા દેશનો વિચાર કરવાનો હોય, ત્યારે તે કયાં પોષક તત્ત્વો આપી શકે એમ છે, અથવા તો સ્વદેશ પ્રત્યેની સામાન્ય પ્રીતિમાં કેટલું જોડાયલું છે, એ મારેનો નિર્ણય થાય, એટલું પુરતું છે. અમદાવાદ ભાવિ ઇતિહાસમાં પોતાનો ભાગ પ્રતિષ્ઠાપૂર્વક ભજવશે, એ આશા અફળ નથી.

ઉપરની પરિષદો વેળાએ જે જે અગત્યના ઠરાવો પસાર થયા હતા યાતો તેવે પ્રસંગે જે જે ડહાપણ, સમતા અને વિવેકપણાથી ભરેલાં ભાષણો થયાં હતાં, તે અહીં આપી પિષ્ટપેષણ કરવાની ઇચ્છા નથી. વાંચનાર બન્ધુઓએ બીજાં છાપાંમાંથી વાંચી લીધાં હશે; જો ન વાંચ્યાં હોય તો તે મેળવી વાંચી જવા અમે ભલામણ કરીએ છીએ. આપણે તો અહીં ફક્ત કેટલીક ઉડતી સુચનાઓ કરી જઇશું.

પ્રથમ તો એ વિચાર આવે છે કે જો પ્રજાકીય જીવન જાગતું રાખવું હોય અગર જાહેર પ્રશ્નો ઉપર લોકમત કેળવવો હોય—અને આ બન્ને કર્યા વિના કોઇ પણ જાતનો સંગીન સુધારો અગર ફેરફાર થવો અસંભવિત છે—તો પરિષદોને અંગે કામમની આવી ચળવળ પદ્ધતિસર નેમજ કાયદેસર થવાના જરૂર છે. આપણામાંના ઘણાઓનો અભિલાષ વગર મહેનતે અગર નજીવી મહેનતે મોટું ફળ પામવાની હોય છે, તે કુદરતી કાયદા વિરૂદ્ધ છે એટલુંજ નહીં પણ જીવતના ખરા આનંદને દાબી દેનારો છે. માટે જ્ઞાનનો પ્રકાશ ફેલાય એ માટે બની શકતી બધી રીતે અને બની શકતા બધા ઉપાયોથી પોષક અને વિશુદ્ધક વિચારો જનસમાજમાં ફેલાવવાની જરૂર છે. જનસમૂહને શિક્ષિત કરવાનો આ એક ઉત્તમ રસ્તો છે અને જો કે પશ્ચિમમાં પણ નેતાઓની બુદ્ધિજ સમુહોને દોરવામાં ફતેહમંદ નીવડે છે, જ્યાં દોરાનાર સમૂહ પોતે ક્યાં જાય છે, એ કાંઇક સારા પ્રમાણમાં સમજે છે. આ ઉપરથી એક બીજી જરૂરિયાત માટે વિચાર આપોઆપ પ્રાપ્ત થાય છેઃ બુદ્ધિનું અમુક પ્રમાણ પણ વિકાસ પામ્યા વિના આવો ઉપલકીઆ શિક્ષણની શી અસર થવાની?

તેથીજ વિચારકોનું માનવું છે કે વધુ નહીં તો ઓછામાં ઓછું લખતાં-વાંચતાં તો દરેક માણસને આવડવુંજ જોઇએ. એટલા અલ્પ જ્ઞાનથી પણ માણસને બેનસીબ રાખવો, એના જેવું પાપ કહીએ તો પાપ અને જે કહીએ તે અનિષ્ટ બીજું કાંઇ નથી.

જ્યારે હિંદના આગેવાનો હિંદના લાભ માટે પૈસાનો વ્યય કરવા અમુક અમુક રસ્તાઓ બતાવે છે, ત્યારે ઘણા ઘણા વાંધા બતાવવામાં આવે છે. જો કેળવણી એ મોટામાં મોટી અગત્ય હોય-અને છે એવું જો ખરા દિલથી કહેવામાં આવતું હોય, તો શું તેના ખર્ચના રસ્તા ન સુઝે? અમને નથી લાગતું કે તેનો જવાબ નકારમાં દઇ શકાય. ઉદ્યોગ અને બીજી રાજદ્વારી બાબતો માટે પણ ઘણો અસંતોષ જગજાહેર છે. પણ અહીં એ માટે વિવાદમાં ન ઉતરતાં અમે એક આત્મઉપાલમ્ભની વાત કહેવાનું વાજબી ધારીએ.

પ્રાન્તિક પરિષદના અગર બાકી રહેલી ત્રણ પરિષદોના ઠરાવો જુઓ. તમને નથી લાગતું કે કેટલાક ઠરાવનું પરિપાલન આપણે પોતે-બીજાની મદદ વગર યાતો અન્યની ડખલ વગર-કરવા ધારીએ તો કરી શકીએ એમ છે? જ્યાં સુધી આપણે સચ્ચાઇનું, ખરા મનુષ્યત્વનું, મોઢેથી બોલાવાની પ્રીતિનું નહીં પણ હૃદયમાં જાગતી પ્રીતિનું પાલન કરીશું નહીં, ત્યાં સુધી આપણને અધિકાર પ્રાપ્ત કર્યા વિનાની સ્થિતિ માગવાનો અધિકાર શો છે? આ વ્યવહારિક તેમજ આધ્યાત્મિક સત્ય છે; અને તેનું અવલમ્બન કરવામાં જેટલો વિલંબ થાય છે તેટલોજ તેની સિદ્ધિનો દિવસ લંબાય છે.

આપણે એક વખત રાષ્ટ્ર ભાવનાના ઉન્નત આદર્શ દૃષ્ટિમાં પરોવી દઇએ; વ્યક્તિ-સ્વાતન્ત્ર્ય કે વ્યક્તિ-વિકાસના ધાર્મિક સિદ્ધાન્તનો કશા સંકોચ વિના સ્વીકાર કરીએ; નીતિના પાયા ઉપર જીવનની દિવાલો ચણીએ; અને ભ્રાતૃભાવના વિશાળ પ્રેમથી હૃદય-સમુદ્રને ખળભળવા દઇએ; તો ઈષ્ટભૂમિ દૂર નથી પણ નજીક છે.

સુવાગ્છના ઓફિસ

---

# પરીક્ષા



( એક વાર્તા )

विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीरा

બિપિનબાબુના પિતા પૂર્વ બંગાળાના એક ધનવાન્ જમીનદાર હતા. તેઓ અંગ્રેજી સારી રીતે ભણ્યા હતા અને પોતાના ગામમાં અંગ્રેજી ફેશનમાંજ રહેતા હતા. જ્યારે બિપિનબાબુ એમ. એ ની પરીક્ષામાં પાસ થયા ત્યારે તેમના પિતાએ તેમને કહ્યું-" મ્હેં તમને સારી રીતે ભણાવ્યા ગણાવ્યા છે. હવે તમારો નિર્વાહ તમારે ચલાવવો જોઇએ. મ્હારી ઇચ્છા છે કે હવેથી તમારા ભરણ પોષણનો ભાર મ્હારી પર ન પડવો જોઇએ."

બિપિનબાબુ સ્ત્રી પુત્રને લઇને કલકત્તે આવ્યા કેટલાક મહિના સુધી તો પોતાની પાસેના રૂપીયાથી અને પછી પોતાની સ્ત્રીનાં ઘરેણાં વેચી તેમણે ઘરનો ખર્ચ ચલાવ્યો, પણ જ્યારે આમ થવામાં અડચણ પડવા લાગી ત્યારે તેમણે મેસર્સ એલ્ગિન એન્ડ કો. માં ખજાનચી તરીકેની દર મહિને રૂ. ૪૦) ની નોકરી સ્વીકારી લીધી બિપિનબાબુ શિક્ષિત અને ઉચ્ચ કુળના હોવાથી તેને જામીનગીરી દેવી પડી નહીં. ૭ વર્ષની અંદર બિપિનબાબુનો પગાર ૬૦ રૂપીયા સુધી પ્હોંચ્યો. પરંતુ આ વધારાની સાથે તેમના ઘરનો ખર્ચ પણ વધી ગયો. તેમના કુટુંબમાં બે પુત્રનો વધારો થયો. આ ૭ વર્ષમાં બિપિનબાબુએ સારી ચાલચલણ અને શાંત સ્વભાવથી પાડોશી ઉપર સચોટ છાપ પાડી હતી. બપિનબાબુ લાયક જણાવવાથી તેમને તેમના મ્હોલ્લાના મ્યુનિસિપલ કમીશનર ચૂંટી કાઢવામાં આવ્યા.

એક દિવસ બપિનબાબુ કચેરીમાં બેઠા બેઠા કામ કરતા હતા- એટલામાં એક અંગ્રેજ તેમની પાસે આવ્યો અને કહેવા લાગ્યો :— " મહારાજ ! આપનું નામ બપિનચંદ્ર મલિક છે ? શું આપજ મ્યુનિસિપલ કમીશનર છો ? " બપિનબાબુએ 'હા' - કહીને તેમને પાસેના ઓરડામાં

બેસવાનું કહ્યું. ઑફિસનું કામ સમાપ્ત કરી તેઓ તેમની પાસે આવ્યા. અંગ્રેજ મહાશય મિ. લાયને બોલવું શરૂ કર્યું:-' બપિનબાબુ ! હું ઑાવર્ન એન્ડ કૌ. તરફથી આવું છું. મ્હારી આટલીજ પ્રાર્થના છે કે આપ કૃપા કરીને આ કંપનીને સડક પર પત્થર પાથરવાનો કંટ્રાકટ સરકાર પાસેથી અપાવશો. જો આપ આવતી સભામાં અમારી કંપનીની શિફારસ કરશો તો અમે તમારો ઉપકાર માનશું. ઑાવર્ન એન્ડ કૌ. ઘણી જાણીતી છે; વળી આ કંપની દરેક કામ પ્રમાણિકતા અને કાળજીપૂર્વક કરે છે; તેમજ સડક પર પાથરવાના પત્થર અમારે ત્યાંથી જેટલા સસ્તા મળશે તેટલા બીજે ક્યાંયથી નહીં મળે."

બપિનબાબુ-" મહાશય ! થોડા દિવસ પછી મ્યુનિસિપાલિટી દરેક કંપનીને પત્થરના દર પૂછશે. એ વખતે જો આપને ત્યાંથી સારા પત્થર સસ્તે ભાવે મળશે તો જરૂર આપનેજ કંટ્રાકટ મળશે.

મિ. લાયન—" આપનું કહેવું સાચું છે. આપ મ્યુનિસિપાલિટીનું અંતઃકરણપૂર્વક હિત ચાહો છો એ જોઇને મને બહુ જ આનન્દ થાય છે; પરંતુ અમે વેપારી છીએ. જો અમે આપનું હિત ન જોઇએ તો અમારૂં કામ ચાલે નહીં. વળી આપનો વખત કિમતી હોવાથી અમારી સાથે નાહક બકવાદ કરવામાં આપ તે ગુમાવી શકો નહીં, તેથી અમારે આપને તેના બદલામાં કંઇક આપવું જોઇએ. બપિનબાબુ વળી આપને તો કુટુમ્બનું પણ ભરણપોષણ કરવાનું છે, તેથી જો આપ અમારી પાસેથી કંઈ લો તો તે બિલકુલ અયોગ્ય ગણાશે નહીં. બાબુસાહેબ ! અમે આપને ૫૦૦ પાંચસો રૂપીઆ આપીશું."

અવિનબાબુ—"મિ લાયન ! આજ સાઝે મ્હારે અગત્યનું કામ છે મને મળવાની કઈ જરૂર નથી હું આપનુ આ કામ કરી શકીશ નહીં "

મિ લાયન ચાલ્યા ગયા અવિનબાબુને વિચાર આવવા લાગ્યા પાચસો તો મ્હારા જેવાને ઘણા છે ફક્ત ઈશ્વર જ જાણે છે કે મને રૂપીયાની કેટી જરૂર છે પરતુ રૂપીયાને માટે હું અનુચિત કામ નહીં કરૂં

અવિનબાબુએ પોતાની સ્ત્રીની બિમારી વખતે નેમીચદ મારવાડી પાસેથી રૂ ૩૦૦) ઉછીના લીધા હતા. કચેરીએથી પાછા ફરતી વખતે અવિનબાબુ આ મારવાડીની દુકાન પાસેથી નીકળ્યા નેમીચદના ગુમાસ્તાએ તેમને બોલાવીને કહ્યું-" બાબુ સાહેબ ! દુર્ગાપૂજા પ્હેલા અમારૂં ઋણ અદા કરી-દેજો, નહીં તો પછી નોટીસ મોકલવી પડશે "

અવિનબાબુ ચિંતામા પડયા " આવી ગરીબીથી તો મરવુ હજાર દરજ્જે સારૂં, પણ અયોગ્ય કામ કરીને હું મ્હારા ઉચ્ચ કુળને કલંકિત નહીં કરૂં " અવિનબાબુ ઘેર પ્હોચ્યા, પણ આજ સ્ત્રી કે છોકરા કોઇ તેને પ્રસન્ન કરી શકયા નહીં " નેમીચદનુ કર્જ ભરવાનુ છે અને દુર્ગાપૂજાને માટે છોકરાઓને પણ થોડીઘણી ચીજો લઇ દેવાની છે " આ બે વિચારો તેના મગજમા ઘૂમતા હતા અવિનબાબુની સ્ત્રી તેના મનની વાત જાણી ગઇ. તેણે બાબુને પૂછ્યુ-' શુ કઇ ઉપાય સૂઝતો નથી ? " બાબુએ કહ્યુ " હા, એક રસ્તો છે એક માણસે મને પાચસો રૂપીઆ આપવાનુ વચન આપ્યુ છે, પરતુ આ પાંચસોના બદલામા મ્યુનિસિપલ સભામા મ્હારે તેની શિફારસ કરવી પડશે ૫૦૦ રૂપીયાની મદદથી કર્જ અદા થશે, છોકરાઓને માટે પણ થોડી ઘણી ચીજો લઇ શકાશે અને થોડા રૂપીયા બચશે પણ ખરા પરતુ આ પાચસોના બદલામા મ્હારે કુળની કીર્ત્તિ ખોવી પડશે, મ્હારી નામના માટીમા મળી જશે. મ્હારી ઇમાનદારીને કલંક લાગશે પરતુ આપણે નિર્ધન લોકો નામનાને શુ કરીએ ? કહો તમારી શુ સલાહ છે ? "

બાબુની સ્ત્રીએ કહ્યુ-' નહીં, નહીં, હુ આપને કદિ ખોટુ કામ કરવાની સલાહ નહીં આપુ મ્હારી પાસે જે કઇ છે તે સઘળુ વેચીને કર્જ ચૂકાવો આમ નિરાશ ન થાઓ ઈશ્વર આપને સહાય કરશે "

અપિનબાબુને આખી રાત ઉંઘ ન આવી. મન ચિંતાતુર જ રહ્યું તેનો ચ્હેરો ફિક્કો પડી ગયો. મિ. લાયન ફરી એકવાર અપિનબાબુ પાસે આવ્યા. એક દિવસમાં તેના ચ્હેરામાં આટલો ફરક પડેલો જોઈ તેને આશ્ચર્ય થયું. તેણે આગલી વાત ફરી શરૂ કરી. તે અપિનબાબુને સમજાવવા લાગ્યા કે આ લાંચ ન કહેવાય. અપિનબાબુ વચ્ચે વચ્ચે ટીકા કરતા હતા, પણ છેવટ સુધી તેઓ ચલાયમાન થયા નહીં. અંતે તેમણે કહ્યું-" મિ. લાયન ! આપે મ્હારે વિશે જે જે સાંભળ્યું છે તે સત્ય છે. આપ મ્હારૂં હિત ચાહોછો તો હું આપને મ્હારી થોડી હકીકત કહી સંભળાવીશ. મ્હારા બાપ એક ધનવાન જમીનદાર છે. જ્યારે હું ન્હાનો હતો ત્યારે જે ચીજ હું માગતો તે હાજર થતી. મ્હેં પ્રેસિડેન્સી કૉલેજમાં અભ્યાસ કર્યો છે. જ્યારે હું વિદ્યાર્થી હતો ત્યારે મને ઉચ્ચ કૂળનો ગર્વ હતો અને હજી પણ છે. એ વખતે મને પૈસાની બિલકુલ દરકાર ન્હોતી, મ્હારૂં મન ભણવા તરફ જ હતું. મ્હેં વીશ વર્ષની ઉમ્મરમાં એમ. એ. ની પરીક્ષા પાસ કરી. પરીક્ષા પાસ કર્યા પછી મ્હારા પિતાએ મને મ્હારો નિર્વાહ કરી લેવા કહ્યું તે બનાવને છ વર્ષ વીતી ગયાં છે. આ છ વર્ષમાં મ્હેં બહુ દુઃખ સહન કર્યું છે. કુટુંબનું ભરણપોષણ કરવાને મ્હેં સઘળા ભોગવિલાસ છોડી દીધા છે. આ છ વર્ષમાં મ્હારા સઘળા વિચાર ફરી ગયા છે. હવે મને સમજાયું છે કે ઉચ્ચ કુળનો ગર્વ કરવો નકામો છે. ઇમાનદારી અને સદ્દગુણથી કામ ચાલી શકતું નથી. જે શિક્ષણ દ્રવ્ય લાવી આપતું નથી તે શિક્ષણ કંઇ કામનું નથી. કેવળ ધનથી જ માણસ સુખી અને માનને પાત્ર થાય છે; પરંતુ મિ. લાયન ! આટલું છતાં મ્હેં મ્હારા ઉચ્ચ વિચારો છોડયા નથી, હજી પણ મને મ્હારા ઉચ્ચ કુળનો અને ઇમાનદારીનો ગર્વ છે. હું એક સાધારણ મનુષ્ય છું છતાં પણ હું મ્હારૂં મનુષ્યત્વ વેચવા માગતો નથી. જો હું ઉચ્ચ કૂળનો ગર્વ અને ઇમાનદારી છોડી દઉં તો મ્હારે માટે આ સંસારમાં કંઇ રહેશે નહીં. મ્હેં નિશ્ચય કર્યો છે કે હું આપની લાંચ સ્વીકારીશ નહીં. ગમ્મે તે થાઓ પણ હું સચ્ચાઇ અને સદ્દગુણનો રસ્તો છોડીશ નહીં."

આ સાંભળીને મિ. લાયન બોલ્યા.-" અપિનબાબુ ! હું ગમે તેટલો નીચ હઉં પણ આપને સત્ય પથથી વિચલિત કરવાનો હવે કદિ પ્રયત્ન કરીશ નહીં."

' એક અઠવાડિયા પછી મિ. લાયન અને મિ. સ્મેડ (ઑવર્ન એન્ડ કો. ના મેનેજર) એક આગબોટમાં મુસાફરી કરતા હતા. ભોજન કરતી વખતે એક દિવસ તેમણે અંગ્રેજી ડ્રેસમાં સજ્જ થયેલા એક બંગાળી બાબુને દીઠા. મિ. લાયન અને મિ. સ્મેડ જે વાતચિત કરી રહ્યા હતા તે આ બંગાળી બાબુ સાંભળી શકતા હતા. મિ સ્મેડે કહ્યું-" મિ. લાયન ! આપ દાર્જીલિંગ જાઓછો અને હું જાઉછું વિલાયત. કદાચ આપણે ફરી ભેગા થઇ શકીશું નહીં, એટલા માટે આપ ખજાનચી તરીકે કોઇ પ્રમાણિક માણસને શોધી કાઢો તો સારૂ. દેવેન્દ્રનાથ બાબુના ગુજરી જવાથી આ જગ્યા હજી સુધી ખાલી પડી છે. '

મિ. લાયને જવાબ આપ્યો-" જે બપિનબાબુ વિશે મ્હેં આપને વાત કરી હતી તે આ જગ્યાને માટે ઘણાજ લાયક છે. તે બુદ્ધિમાન તો છે જ; પણ સાથે તેટલાજ પ્રમાણિક છે. દેવેન્દ્રબાબુએ તો કેવળ પચાસ હજારની જામીનગીરી આપી હતી પણ હું તો તેમને માટે બે લાખની જામીનગીરી આપવાને તૈયાર છું. એટલા દુઃખમા પણ એમણે ૫૦૦ રૂપીયા લેવાની ના કહી."

બંગાળી બાબુ જે ભોજન ન આવવાથી સમાચાર પત્ર વાંચી રહ્યા હતા તે આ સાંભળીને જરા ચમકયા. પોકેટબૂક કાઢીને તેમણે અંદર કંઇ લખી લીધું.

બપિનબાબુ દુર્ગાપૂજાને વખતે બિમાર પડયા. બિમારીમાં તેમને લાગ્યું કે તેઓ હસ્પિતાળમાં પડયા છે, અને તેમનાં છોકરાં દુઃખનાં માર્યા આમતેમ ફરી રહ્યાં છે. બપિનબાબુએ આંખ ઉઘાડીને કહ્યું :-' હું કયાં છું ? ' તેમની સ્ત્રી પાસેજ હતી. તેણે જવાબ આપ્યો:- " આપ ઘરમા જ છો. ડાક્તર સાહેબ કહેતા હતા કે હવે આપ જલ્દી સાજા થઇ જશો. "

બપિનબાબુએ કહ્યું-" તમે ડાકટર સાહેબને શું કામ બોલાવ્યા ? કર્જમાં તો હું ડૂબી ગયો છું. છોકરાંઓને માટે પણ કંઇ ચીજ હું ખરીદી શકયો નહીં; તમારી માએ જે રૂપીઆ મોકલ્યા હતા તે પણ તમે ખર્ચી નાંખ્યા. "

સ્ત્રી કંઇ ઉત્તર આપે ત્યાર પ્હેલાં તો છોકરાંઓ ત્યાં આવી પ્હોંચ્યાં;

તે બધાંની સારાં લૂગડાં પ્હેર્યાં હતાં, અને સાથે રમકડાં પણ લાવ્યાં હતાં. આ જોઇને બપિનબાબુને ઘણું આશ્ચર્ય થયું. તેમણે કહ્યું–" હું સાજો તો થઇ જઇશ, પણ આ વિચિત્ર લીલા જોઇને મ્હારૂં મન સ્થિર નહીં રહે." બપિનબાબુની સ્ત્રીએ કંઇ પણ જવાબ આપ્યો નહીં, પરંતુ એક રસીદ લાવીને બાબુ સ્હામે ધરી અને હસતાં હસતાં બોલી–" જુઓ, આપણું બધું કર્જ ચૂકવાઇ ગયું છે." એમ કહીને બપિનબાબુના હાથમાં એક તાર મૂક્યો–' પૂજા ખર્ચને માટે એક હજાર રૂપીઆ તારથી મોકલ્યા છે. તમારા પિતા.' બપિનબાબુ કંઇ બોલે ત્યાર પ્હેલાં તેની સ્ત્રીએ બોલવું શરૂ કર્યું–" મ્હારે એક બીજી વાત પણ કહેવાની છે. છોકરાંઓને તો બધી ચીજ મળી ગઇ, પણ કહો તો ખરા કે મને આપ આ સમાચારના બદલામાં શું આપશો ?" પછી તેણે બપિનબાબુને એક ચિઠ્ઠી આપી. તેમાં લખ્યુ હતું–" બપિનબાબુ ઍાવર્ન એન્ડ કો. માં ખજાનચીની જગ્યા ખાલી છે. એ જગ્યાએ હું તમારી નિમણુક કરૂં છું. મ્હને આશા છે કે તમે આ નિમણુકનો અસ્વીકાર કરશો નહીં. જામીનગીરી દેવાની કંઇ આવશ્યકતા નથી. હમણાં તો તેમને માસિક રૂ. ૧૫૦ મળશે, પણ જ્યાં સુધી તમારો પગાર રૂ. ૧૦૦૦ સુધી પ્હોંચે નહીં ત્યાં સુધી તેમને દર વર્ષે રૂ. ૫૦ નો વધારો મળશે. તમારો સ્મેક, મેનેજર, ઍાવર્ન એન્ડ કો."

બપિનબાબુની સ્ત્રી ફરી પણ જવાબ માટે અટક્યા વિના બોલી:– " આપને યાદ છે કે મ્હેં આપને એક વખત કહ્યું હતું કે અમારૂં નશીબ એકાએક ફરી જશે."*

જયન્તિલાલ મંગળજી ઓઝા

---

* Translated from હિતકારિણી.

# યજ્ઞ



(ગયા અંકથી ચાલુ.)

આ ઉપરથી આપણને પ્રતીત થાય છે કે ગીતાકારને પોતાનો માર્ગ ઔપનિષદિક તત્ત્વજ્ઞાન અને વૈદિક કર્મકાંડ વચ્ચે લેવાનો હતો. ગીતાનો મુખ્ય ઉદ્દેશ ઔપનિષદિક તત્ત્વજ્ઞાનને વ્યવહારમાં લાવવાનો છે, અને તેમ કરી કર્મ અને જ્ઞાનને એકરૂપ બનાવવાનો છે. ગીતાના પ્રારંભમાં અર્જુનની શંકા એમ પ્રતીત કરાવે છે કે કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ બન્ને ભિન્ન હતા. અને તે બન્નેને એકત્રિત કરવાનો—એકજ જીવનમાં બન્નેનું મંમેલન કરવાનો ગીતા રચવામાં ગીતાકારનો હેતુ લાગે છે.

યજ્ઞની ધમાલ એટલા બધા જોસ જોર ચાલતી હતી કે યજ્ઞને પણ સૃષ્ટિની સાથે લોકોના ભલા માટે સરજાયલા ગણવામાં આવ્યાઃ—

पश्चिदापो महिना पर्यपश्य दक्षं दधानाजनयन्तीर्यज्ञम्।
(ऋग्वेद म० १०-सू. १२१)

મહાભારત વખતે પણ આ ભાવનાનું જોર પુર જોસમાં હતું. ગીતાકાર પણ આ ભાવનાનો ઉલ્લેખઃ—

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक्॥

એ શ્લોકમાં કહે છે. યજ્ઞની ભાવનાના બાહ્યરૂપને રાખી તેમાં તત્ત્વજ્ઞાનનું નવું ચેતન રેડે છે. અને જ્ઞાનયજ્ઞ-બ્રહ્મયજ્ઞ, ઇન્દ્રિયયજ્ઞ વિગેરે આધ્યાત્મિકયજ્ઞોને શ્રેષ્ઠ ગણે છે. ખરો યજ્ઞ માણસે પોતાની જાતની સાથે કરવાનો છે—આત્માથી આત્માનો ઉદ્ધાર કરવાનો છે.

મહાભારત પછી પણ સંજોગોને અનુસરી યજ્ઞની રીતિમાં ઘણા ફેરફારો થયા છે. વર્ષોના વર્ષો સુધી ચાલનારા યજ્ઞો જતા રહ્યા છે. હવે યજ્ઞો પણ

બહુ થોડી સંખ્યામાં અને નાના પાયા પર થાય છે. વખત સર્વેનું કારણ છે એ મહા સત્ય પ્રતીત થાય છે.

ત્યારે હવે આપણે કેવા યજ્ઞની જરૂર છે? આપણી પ્રગતિનું ધોરણ પ્રાચીન પૂર્વ, અર્વાચીન પૂર્વ અને પશ્ચિમની " વિચાર ત્રિવેણી " ઉપર બંધાવું જોઇએ. આખા દેશને–બલ્કે મનુષ્ય જાતિને યજ્ઞ ભૂમિ કલ્પવાની છે અને તેના હિતમાં નિરતર મચ્યાં રહેવું એજ આપણો ખરો યજ્ઞ છે. ,

યજ્ઞની જરૂરીઆત વિષેના પ્રશ્નના ઉત્તરમાં **સ્વામી રામતીર્થ** કહે છે કે યજ્ઞના કૃત્રિમ અગ્નિમાં ઘી જેવી મોંઘી વસ્તુઓનો નકામો વ્યય કરવા કરતાં **લાખો જીવતા ભૂખે મરતા નારાયણોના** જઠરાગ્નિને સુકા રોટલાના ટુકડાઓથી કેમ શાંત કરવો નહી? એજ ખરૂ હવન છે અને એજ અત્યારે હિંદને જરૂરનુ છે. તે વખતે પરિસ્થિતિ જુદી હતી અને અત્યારે જુદી છે. આગળ જતાં કહે છે કે ખરો યજ્ઞ જ્ઞાનયજ્ઞ છે. નિરાધાર મનુષ્યને ખાવાનુ આપવા કરતાં તેમને કળવણી પ્રાપ્ત કરવા માટે સગવડો કરી આપવી જોઇએ જેથી તેઓ પોતાના નિર્વાહ માટે પોતાની જાત ઉપર આધાર રાખતાં શીખે. નહીં તો તેઓ આળસુ દુરાચારી અને પરાશ્રયી બનશે અને દેશને ભાર રૂપ નીવડશે.

યજ્ઞનું તાત્વિક નિરૂપણ કરતાં **સ્વામી રામતીર્થ** કહે છે કે દેવતા એ બ્રહ્માંડની શક્તિ ( cosmic power ) ની સંજ્ઞા છે. ચક્ષુનો દેવતા એ આદિત્યને નામે ઓળખાતી સર્વ વસ્તુઓમાં રહેલી જોવાની શક્તિ છે. ઈન્દ્ર એ દરેકના હાથમાં કામ કરનારી શક્તિની સંજ્ઞા છે. આદિત્ય પ્રતિ ખરો યજ્ઞ એજ છે કે દેશના કોઈ પણ માણસની આંખને આપણે આપણી ખરાબ રહેણીથી ન પીડવાનો નિશ્ચય કરવો. દેશના દરેક હાથના ભલા માટે આપણે સતત પ્રયત્ન કરવો એ ઇન્દ્ર પ્રતિ ખરો યજ્ઞ છે. આપણે હમેશાં દેશનાજ લાભના વિચારો કરવા એ બૃહસ્પતિ પ્રત્યેનો યજ્ઞ છે. ઇત્યાદિ.

વિવેકાનંદ, ગોખલે, રાનાડે, દાદાભાઈ નવરોજજી, ટીળક, વિગેરે યજ્ઞની આ નવી ભાવનાનાં પ્રત્યક્ષ ઉદાહરણો છે. તેઓ પોતાની આખી જીંદગી સુધી દેશના, કાર્યમાં મચ્યાં રહે છે અને બલ્કે જીવન પણ દેશની વેદી પર હોમે છે. આ ભાવના એકલી દેશમાં સંક્રાન્ત થવી જોઇએ નહીં પણ આખી મનુષ્ય જાતિ તરફ વિસ્તરવી જોઇએ.

**ભોગીલાલ સાંકળચંદ શાહ**

પડેલી શક્તિને જગાડવાની-તેના ચેતન સ્વરૂપને બહારના પટ ઉપર લાવવાની ગંભીર ગરજ સારે છે, પરંતુ તે દેહમાં રહેલાં આત્મ-શક્તિમાં ઉંડાં બીજ જો શાશ્વત વસ્તુથી અનુભવિત હોય છે-અગર પોતામાં પ્રબળ તત્વની ઉંડી છાપ કાયમ રાખે છે, તો ને ફરીથી નવા રૂપમાં પુનર્જીવન પામે છે: આ પુનર્જન્મને આપણે ઉન્નતિ કહીએ છીએ.

જાપાનીઓની હાલની મહત્તા તેમના નૈતિક બળ ઉપર તેમજ વારસામાં ઉતરી આવેલી તેમની પૂરાણી બુદ્ધિ ઉપર આધાર રાખે છે. જે વસ્તુ મરણ પામી નથી, જે વસ્તુમાં હજુ આછુ આછુ પણ ચૈતન્ય ટકી રહેલું છે, જે વસ્તુ હજુ કોઇ અલૌકિક ભાવનાને—પછી ભલે તેનું સ્વરૂપ વિકૃતિ પામ્યું હોય અગર વિછિન્ન થઇ ગયું હોય—દષ્ટિ પાસેથી પોતાના ચિત્રને ખસેડી શકી નથી, જે વસ્તુ એક કાળે જીવનરૂપ હતી—આવી વસ્તુ ઉપર, જો કોઇ પ્રજા પ્રેમ અને શ્રદ્ધાથી જોઇ રહી હોય છે, તો તેવી પ્રજાના ભાગ્યમાં આજ નહીં તો કાલે પણ-અવસ્ય એવો દિવસ આવે છે, જ્યારે તે પોતાના ખરા સ્વરૂપમાં જાગ્રત થાય છે અને દુનિયાના ચોકમાં પોતાનું યોગ્ય સ્થાન લે છે. કારણ કે જે વસ્તુમાં ઉપરનું તત્ત્વ હયાત છે, તેમાં મોટાઇ મેળવવાના, ઉત્કૃષ્ટ રાષ્ટ્ર તરીકે કીર્તિ મેળવવાનાં સર્વ તત્વો સમાયલાં છે

આવું જાપાન આંખ મીંચતું યુગોના યુગો સુધી શી. રીતે પડી રહે? એક કાળે બુદ્ધધર્મે તેની જીવનનાડીઓમાં આત્માનું અમર તત્ત્વ જાગ્રત કર્યું હતું; ઐહિકથી પારલૌકિક એવી કોઇ અજબ અને નવી ભાવનાનું પ્રકાશ શિખિર એની આગળ ધર્યું હતું, અને એક એવા અવતારી પુરૂષનાં ચરિત્રની છાપ એના આત્માના સૌથી ઉંડા મર્મસ્થાનો ઉપર કોતરી હતી, કે તે ઉપર કાળનાં અસંખ્ય પડો બાઝે છતાં ફરીથી જાગવાને તે પાત્ર હતું-આવું જાપાન દીર્ઘ કાળ સુધી નિષ્ક્રિય પડી રહે એ અસંભવિત હતું. આપણે આવા જાપાનની ઉન્નતિ માટે વિચાર કરીએ છીએ.

( અપૂર્ણ )

વનમાળી

# સ્ત્રી પુરૂષના ધર્મ



પુરુષ અને સ્ત્રી વચ્ચેનો સંબન્ધ કુદરતી છે. પુરૂષ એ ફક્ત અર્ધું અંગ છે, જ્યારે સ્ત્રી એ બાકીનું બીજું અર્ધું અંગ છે. માટેજ સ્ત્રી પુરૂષની અર્ધાંગના કહેવાય છે. અર્ધું અંગ જે કામ કરી શકે તે અર્ધુંજ હોઇ શકે, અને પુરેપુરૂં કરવા માટે પુરૂષને સ્ત્રીની અને સ્ત્રીને પુરૂષની જરૂર છે બન્ને સાથે મળી જે કાર્ય કરી શકે તેવું કાર્ય બન્ને જુદાં રહી કદાપિ કરી શકે નહિ. સંસાર એ એક પ્રકારનું ગાડુ છે અને તેને ધારેલે સ્થળે લઇ જવા માટે સ્ત્રી અને પુરૂષ રૂપી બે પૈડાની ખાસ જરૂર છે. એક પૈડાથી ગાડુ ચલાવવા મથીશું તો સંસાર બહુજ દુઃખી લાગશે.

જેવી રીતે સ્ત્રી પુરૂષનો સંબન્ધ કુદરતી છે, તેવીજ રીતે બન્નેવચ્ચેનો તફાવત પણ કુદરતી છે. સકળ જગત પર રાજ્ય ચલાવનાર ઇશ્વિરે પુરૂષ વર્ગને અમુક કાર્યોની સુપ્રત કરેલી છે તો તે કાર્યો સિદ્ધ કરવા માટે જેવી જાતની શક્તિ જોઇએ તેવી શક્તિ પણ આપેલી છે. સ્ત્રીઓની બાબતમાં પણ તેમજ છે. એમનાં કુદરતી સ્વભાવ, વલણ તેમજ તેમના શરીરની અંગરચના આ વાતની સાક્ષી પુરે છે.

આપણે જોઇએ છીએ કે સ્ત્રીઓ ઉપર કેટલાક અયોગ્ય અંકુશોને લીધે સ્ત્રીઓ પોતાનુ માથુ ઉચું કરવા પામી નથી અને અધપિપર્યંત હિંદુ સંસારમાં જાણે ભારરૂપ થઇ પડી છે. આમાથી મુક્ત થવા સ્ત્રીઓ સખ્ત યત્નો કરવા જોઇએ. જે અંકુશો સ્ત્રીઓને કેળવણી લેતાં અટકાવે છે; જે અંકુશથી સ્ત્રીઓ સંસારમાં હલકો ભાગ ભજવા સર્જાયલી હોય એવી ભાવના પેદા થવા પામી છે; આ સર્વનો નાશ થવો જોઇએ. આમાં સ્ત્રીઓને મદદ કરવાનું ઉત્તમ કાર્ય પુરૂષોના હાથમાં છે. સ્ત્રીઓ પોતે કુદરતે સોંપેલો પોતાના પ્રેમના, કોમળતાના, સેવાના, આસ્થાના, દ્રઢતાના અનેક ગુણોથી ભવિષ્યની સંતતિને ઓપશે તો ભવિષ્યમા આવનાર નવી દુનિયાની તેઓ જનેતા થશે.

દેશના ઉદય માટે સ્ત્રી કેળવણીની ખાસ જરૂર છે. જાપાન અને અમેરિકામાં સ્ત્રીઓ અનેક કળાઓમાં પ્રવીણ હોય છે ને સંસારમાં પોતાનો ઉમદા ભાગ ભજવી સુખની લ્હાણી ફેલાવે છે. કેળવાયલા પુરૂષોના ઉચ્ચ વિચારો જ્યારે સ્ત્રીઓ ઝીલી લેશે અને ઉત્તેજશે, ત્યારે સાંસારિક સુખનો

નવો ભાનુ ઉદય પામશે. જે સ્ત્રીઓના મનના સાંકડાપણા સાથે પુરૂષોના ઉત્તમ વિચારો અથડાતા હશે, ત્યારે કેવા શોકાગ્નિના તણખા ખરતા હશે, તે અનુભવીઓ જાણે છે. આપણા દેશમાં વિદ્યાનાં કજોડાં એટલાં બધાં થાય છે કે કંઇ કહેવાની વાત નહિ. વિદ્વાન સ્ત્રી પુરૂષોનાં જોડાં સંસારમાં સ્વર્ગ સુખ ભોગવવાને પાત્ર છે.

कार्येषु मन्त्री करणेषु दासी, भोज्येषु माता शयनेषु रमा।
धर्मानुकूला क्षमया धरित्री गुणैश्च भार्या कुलमुद्धरन्ति ॥

આદર્શ સ્ત્રીનું આ વર્ણનઃ સ્ત્રીઓને કેવા શિક્ષણની જરૂર છે, એ વિશે થોડુક વિચારીશું.

સ્ત્રીઓને ઘર ચલાવવામાં ઉપયોગી થઇ પડે તેવું શિક્ષણ આપવું જોઇએ. પોતાના સ્વામીની આવક પર ધ્યાન રાખી ઘરનું ખર્ચ કરતાં શિખવવું જોઇયે. ગરીબાઇમાં પણ કરકસર કરી ઘરની શોભામાં વધારો કરતાં શિખવવું જોઇએ. પતિપર પ્રેમ રાખતાં, પતિના મિત્રોને મિત્રો ને શત્રુઓને શત્રુ ગણતાં શિખવવું જોઇએ. નાનાં બાળકોને ઉછેરતાં અને તેમને મોટપણે સ્ત્રીરત્નો કે નરરત્નો તરીકે ખિલવતાં શિખવવું જોઇએ. સતિ સ્ત્રીઓના જીવન દ્વારા પતિવ્રતપણાનો સાચો ટેક અને તેનું મહત્વ સમજાવવાં જોઇએ ઉમદા કળાઓ શિખવવી જોઇએ, જેથી પોતે ઉચ્ચ પ્રકારનો આનંદ લઇ લેવરાવી શકે. એમની નીતિનો પાયો મજબુત થાય એવું સિંચન થવું જોઇએ સ્ત્રીઓ આ અને આથી પણ અધિક સંપત્તિ પ્રાપ્ત કરવા લાયક છે.

સ્ત્રીઓને યોગ્ય સ્વતન્ત્રતા આપતાં પુરૂષો કેમ ડરે છે? પુરૂષોને ભય રહે છે કે તેઓ અનીતિને માર્ગે દોરાઇ જશે. ભય અસ્થાને છે. પુરૂષો પોતે પોતાનું ચારિત્ર્ય ઉંચુ બનાવે અને સ્ત્રીઓ આગળ પણ ઉચ્ચ ચારિત્ર્યના આદર્શ ધરે, તો ઉચ્ચ પ્રકારનુ શિક્ષણ સંસારમાં દાખલ થવા પામે. ભયને સ્થાને વિશ્વાસ અને પ્રેમ મૂકતાં ભય માટે કારણ રહેશે નહિ.

આમ સ્ત્રીપુરૂષ બન્ને પોતાનું વ્યક્તિત્વ ખીલવશે તો સંસાર સુખી થશે, એમાં શંકા નથી. દેશસેવા, જન સેવા, અગર ઈશ્વર સેવા દરેકનો વિચાર કરતાં છેવટનો સવાલ તો દરેક વ્યક્તિની પ્રગતિનો સવાલ થઇ જાય છે.

ચુનીલાલ જેઠીદાસ ગાંધી

# ઈગ્લાંડની હિંદુસ્તાન ઉપર થયેલી અસર



વિશ્વનો ક્રમ એવો છે કે જે જેના પ્રસંગમાં આવે તેની વધુ યા આછી છાપ તેના ઉપર પડે છે. એ નિયમાનુસાર જ્યારથી હિંદુસ્તાન ઇંગ્લાંડની સત્તા નીચે આવ્યું ત્યારથી હરેક પ્રકારે તેની અસર હિંદુસ્તાન ઉપર થયેલી આપણે નિહાળીએ છીએ. હવે અસર કેવી થઈ એની સમીક્ષા કરવી એ આ લેખનો હેતુ છે. આ સારૂ જ્યારથી અંગ્રેજોએ આ દેશમાં પગ મુકવો શરૂ કર્યો ત્યારથી અત્યાર સુધીના પ્રતિબિંબ સારૂ આપણે ઇતિહાસની આરસીમાં જરા દષ્ટિપાત કરીશું.

પ્રથમ તો અંગ્રેજો કેવા હેતુથી હિંદ દેશમાં આવ્યા અને તે સમયે આર્યવર્તની સ્થિતિ કેવી હતી એ પ્રશ્નનો વિચાર કરવો આવશ્યક છે. કુદરતની કૃપાને લીધે પ્રાચીનકાળથી હિંદ દેશની જમીન એવી રસાળ છે કે અહીં તરેહવાર જાતના પાકો ઉતરે છે અને તેથી તેને ખોરાક સારૂ કોઇ પણ દેશ ઉપર આધાર રાખવો પડતો નથી. આ સાથે તેની જમીન ખનીજોથી એટલી બધી ભરપૂર છે કે તેના ઉદ્યોગો જુદી જુદી દિશામાં ખીલતા જતા હતા અને આથી તેનો વેપાર રોજગાર ધમધોકાર ચાલતો હતો. લગભગ સત્તરમા સૈકા સુધી તો ખુદ પશ્ચિમને પણ પૂર્વના ઉપર જીવન ટકાવવું પડતું અને જીવનને ઉપયોગી વસ્તુઓ પણ અહીંની હુન્નર કળાઓથી તૈયાર થયેલી ત્યાં વપરાતી. અહીંથી માલ એશીઆના બાબી-લોન વગેરે શહેરો દ્વારા રોમ અને ગ્રીસમાં જતો અને ત્યાંથી હોલાંડ અને બેલ્ઝીયમમાં થઇ ઇંગ્લાંડમાં જતો; એટલે કે હિંદુસ્તાનના ઉત્પન્નથી જ આખા યુરોપનું પોષણ થતું. આ દેશની સ્થિતિ સારૂ હુન્ટર લખે છેઃ—

wealth from their Indian trade. In architecture, in fabrics of cotton and silk, in goldsmith's work and Jewllery, the people of India were then unsurpassed."

હવે આ માલ અનેક સ્થળોમાંથી પસાર થઇને આવતો હોવાથી યુરોપીય પ્રજાઓને તે અતિ મોંઘો પડતો અને તેથી એ સમયે યુરોપીય પ્રજાઓમાંની આગળ પડતી પોર્ટુગીઝ પ્રજાએ વિચાર્યું કે જો હિંદુસ્તાન જોડે વેપાર કરવાનું સીધું બારૂં ખોળી કાઢવામાં આવે તો તેઓને ઘણો ફાયદો થવા સંભવ છે. આ હેતુથી તેમનો વાસ્કોડી ગામા જેવા બાહોશ નાવિકને સરળ માર્ગ શોધી કાઢવા મોકલ્યો. તેણે કેપ ઓફ ગુડ હોપ દ્વારા હિંદુસ્તાનમાં આવવાનો રસ્તો ખોળી કાઢયો. આથી જુદી જુદી યુરોપીય પ્રજાઓ જેમ કે પોર્ટુગીઝ, ડચ, ફ્રેંચ વિગેરે આ દેશમાં વેપાર અર્થે પગપેસારો કરવા માંડયો. આ લોકોને અખૂટ નફો જોઇ ઈંગ્લીશ લોકો પણ અહીં આવવાને લલચાયા અને ઇ. સ સત્તરમા સૈકાની શરૂઆતમાં ઈસ્ટ ઈંડીઆ કમ્પનીના નામ નીચે તેઓ અહીં વેપાર કરવા આવ્યા. આ દરમિયાનમાં આ દેશમાં પોર્ટુગીઝ, ડચ, ફ્રેંચ વિગેરે વચ્ચે વેપારની ચડસાચડસી ચાલતી હતી અને તેમાં ફ્રેચ લોકો કંઇક ઓરી ફાવ્યા હતા. એટલામાં ઈંગ્લીશ લોકો આ ક્ષેત્રમાં દાખલ થયા તેટલે ફ્રેંચ અને ઈંગ્લીશ વચ્ચે સ્પર્ધા શરૂ થઇ અને તેથી તેમના માંહેમાંહી ઝપાઝપી થવાનો સંભવ ઉભો થયો.

હવે આ બન્ને પ્રજાઓને જેમ જેમ વેપારમાં ફાયદો થતો ગયો તેમ તેમ તેઓ જુદા જુદા સ્થળે ફેકટરીઓ સ્થાપતા ગયા. ફ્રેંચોએ પાંડુચેરી, યાનાન, માહી, ચંદનગર વિગેરે મથકે અને અંગ્રેજોએ કલકત્તા, મદ્રાસ, મુંબાઈ, સુરત, ખંભાત વિગેરે ઠેકાણે ફેકટરીઓ ઉઘાડી. આ વખતે આ દેશમાં રાજ્ય કારભાર અતિશય અવ્યવસ્થિત દશામાં હતો અને તેથી દેશમાં ચોમેર અંધાધુંધી ચાલતી હતી ઉત્તરમાં દીલ્હીનો સાર્વભૌમ બાદશાહ શાહઆલમ નબળો હોવાથી તેના તાબાનાં વિવિધ રાજ્યો સ્વતંત્ર થઇ ઉપરી સત્તા મેળવવાના ઉન્માદમાં પરસ્પર લડી મરતાં હતાં દક્ષિણમાં મરાઠાનું જોર વધતું હતું અને તેમના ઉપર હવે કોઇનો અંકુશ નહિ રહેવાથી તેઓ લુંટફાટ કરીને પરદેશી પ્રજાઓને પજવતા હતા. અને એક વખતે શીવાજી

મહારાજે સુરતની ફેક્ટરી પણ લુંટી હતી. આ કારણથી યૂરોપીય પ્રજાઓએ પોતાની ફેક્ટરીઓના રક્ષણ સારૂ થોડું ઘણું લશ્કર પણ રાખવા લાગ્યા. તેઓ વેપારની સાથે આ દેશની સ્થિતિનું બારીક અવલોકન કરતા હતા. દક્ષિણમાં મરાઠા અને મુસલમાનો માંહેમાંહે લઢી મરતા હતા. ગુજરાત, બંગાળ વિગેરેમાં પણ આવીજ સ્થિતિ હયાત હતી. એટલે કે કુસંપનાં બીજ જડમૂળથી વધ્યાં હતાં અને અશાન્તિનું રાજ્ય ચોમેર પ્રસરેલું હતું. આવો દેશકાલ અને સ્થિતિનો લાભ લેવા તેઓએ વિચાર્યું અને તેમને લાગ્યું કે જો તેઓ રાજ્યદ્વારી બાબતોમાં ભાગ લેતા થાય તો તેઓ ભાગ્યવશાત્ દેશનો કંઈક ભાગ હાથ કરી શકે અને આથી તેઓએ દેશી રાજ્યો સાથે કાવાદાવા કરવા શરૂ કર્યા. આ ઉદ્દેશથી ફ્રેંચ ગવર્નર ડુપ્લીએ હૈદ્રાબાદના નિઝામ સાથે અને કર્ણાટકના રાજા સાથે મૈત્રી કરી અને ઇંગ્રેજોને અહીંથી હાંકી કાઢવાનો નિશ્ચય કર્યો. પણ આ હેતુ કલાઈવના સમજવામાં આવ્યો અને તેણે સામા પક્ષના નવાબોને મદદ કરવાનું સ્વિકાર્યું. આમ ફ્રેંચો અને ઇંગ્રેજો વચ્ચે ઝપાઝપી શરૂ થઇ. આ ચડસાચડસીમાં ઇંગ્રેજો ભાગ્યવત્ ફતેહમંદ નિવડ્યા અને વાંદીવાસ અને પ્લાસીના બે મહાન્ યુદ્ધોએ ફ્રેંચની સત્તા ધૂળભેગી કરી નાખી અને ઇંગ્લીશ રાજ્યનો પાયો દક્ષિણમાં કર્ણાટકમાં અને પૂર્વમાં બંગાળમાં નંખાયો.

(અપૂર્ણ)

મોહનલાલ લ. કોઠારી

# સૂર્ય તથા ઉષ્ણતા સંબંધી સહજ જ્ઞાન



સૂર્યને આર્ય બધુઓ દેવ તરીકે પૂજે છે તેનુ કારણ શુ ? પૌરાણીક આખ્યાયિકાઓ ઉપર આધાર ના રાખીએ તો પણ સર્વ મનુષ્ય એટલુ તો કબુલ કરશેજ કે પૃથ્વી તેની દેવાદાર છે, અર્થાત્ સૂર્ય ભગવાન્ પૃથ્વીને ઘણો લાભકારક છે આ દ્રષ્ટિબિંદુથી કદાચ લોકો પૂજન કરતા હોય એમ પણ માની શકાય દલીલની ખાતર ધારો કે આ પૃથ્વીને સૂર્ય તરફથી પ્રકાશ મળતો નથી તો મનત્ અધમરમન આ પૃથ્વી આવી પ્રગતિમા આવી શકત ખરી ? દિન પ્રતિદિન જે સુધારા તથા યાન્ત્રિક શોધ ખોળા થાય છે એ થાત ખરી ? અને જો તેમ થાત નહી તો પછી મનુષ્યોની જીદગી કેવી પસાર થાત ? આ ઉપરાત ધારો કે સૂર્ય પ્રકાશ આપે છે પણ તે ગરમી વધારે આપતો નથી તો શી સ્થીતિ થાત તે ખેડુત વર્ગને પૂછવાથી તરતજ ખાત્રી થશે આવા સૂર્યની બાબતમા પૂર્ણ જ્ઞાન મેળવવાને સર્વની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે સૂર્યને ગરમી તથા પ્રકાશ ક્યાથી મળે છે ? આ પૃથ્વી ઉપર તે શી રીતે આપે છે ? આમ આપવાથી તેનો ખજાનો કેટલા વર્ષો સુધી ચાલશે ? તેની ગરમી કેટલી છે ? વીગેરે વીગેરે અસંખ્ય પ્રશ્નો સહજ વિચાર કરતા ઉદ્ભવે છે આ લેખમા મારી અલ્પ મતિ અનુસાર તે બાબતમા સહજ પ્રકાશ પાડવા પ્રયત્ન કરીશ

પૃથ્વી ગૃહો, તારાઓ, સૂર્ય, ચદ્ર, વીગેરેની ઉત્પત્તિ શી રીતે થઈ, એ બાબતમા વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોતા માલુમ પડે છે કે અસંખ્ય વર્ષો પહેલા આ ચમત્કારી જગતમાં કઈ હતુંજ નહીં સર્વ આકાશ હતું ફક્ત બે મોટા, અસખ્ય માઈલના પરિઘવાળા ગોળાઓ, ઘણી મોટી ગતિથી ફરતા હતા, તેવામા તે બન્ને અથડાયા અથડાવાથી મધ્ય ભાગમા મોટો ભાગ રહ્યો ને નાના મોટા કકડાઓ દૂર જઇને પડયા, આમ બને છે તે 'પ્રગાવા અકસ્માત્' વીગેરે રેલ્વેના અકસ્માતો જેઓએ જોયા હશે તેમને ખાત્રી થશે કાળે કરીને દરેક કકડામાથી ગરમી ઓછી થવા માડી જે નાના કકડાઓ હતા તેઓ ઠડા થઈ ગયા પરંતુ તેઓની ગતિ બધ થઈ નહી દાખલા તરીકે ગૃહો જે મોટા ભાગ હતો તેની ગરમી એકદમ જતી રહી નહી, આ આપણો સૂર્ય. આવી ઘણી સૂર્યમાળાઓ છે અને

તે સંબંધમાં વધારે ઉંડા ઉતરવાની મનુષ્યની શક્તિ નથી; ગ્રહો સૂર્યની પછવાડે, ચંદ્ર પૃથ્વીની પછવાડે, સૂર્ય એક ધૂમકેતુ તરફ અમુક નિયમોથી ફરે છે. આ નિયમો શા છે તે જાણવાનો આપણો ઉદ્દેશ નથી. મહાન્ ગણિતશાસ્ત્રી ન્યુટને આ સર્વ નિયમો સારી રીતે સમજાવ્યા છે. પૃથ્વી સૂર્યની આસપાસ લંબગોળ માર્ગમાં ફરે છે. શીયાળો ઉનાળો કેવી રીતે થાય છે તે જ્ઞાન હવે શાળાઓમાં અપાય છે, તેથી સર્વ જાણે છે.

સૂર્ય પૃથ્વીથી ૯૨૪૦૦૦૦૦ માઇલ દૂર છે. અને સૂર્યની ત્રિજ્યા ૪૩૦૦૦૦ માઇલ લાંબી છે. સૂર્ય કેટલી ગરમી આપે છે તેનું માપ વિજ્ઞાન શાસ્ત્રી પાઉલેટે (Pouillet) કહાડ્યુ છે. તેણે જે યંત્ર વાપર્યું હતું તેને '**પાયરેલીઑમીટર**' (Pyrheliometer) કહે છે. યંત્રની રચના તથા તે વાપરવાની કળા ઘણી અટપટી છે. પણ તે જણાવે છે કે ૨૦૫૪ સેન્ટીમીટર=એક ઇંચ સૂર્યના એક સેન્ટીમીટર પહોળા અને એક સેન્ટીમીટર લાંબા ભાગમાંથી એક સેકંડમાં ૧૩૫૦ કેલોરીઝ્‌ (Calories) ગરમી પૃથ્વીને મળે છે; બીજી રીતે કહીએ તો ૭-૬ ઘોડાબળ (Horse power) જેટલી. કેલોરી બાબતમાં જ્ઞાન મેળવવાને માટે આપણે Degree ડીગ્રી એટલે અંશ સંબંધમાં કંઈ પ્રથમ જાણીશુ. ગરમી માપવાને થર્મામીટર વપરાય છે. એ સર્વ જાણે છે. આપણે જે થર્મામીટર સંબંધી જાણવું છે તેને સેન્ટીગ્રેડ થર્મામીટર કહે છે. આ થર્મામીટરને જો બરફના પાણીમાં મૂકીયે તો પારો શૂન્યના આંક ઉપર રહેશે. અને જો વરાળ નીકળતા પાણીમાં મૂકીયે તો ૧૦૦ ઉપર રહે છે. આ બે બિંદુઓની વચ્ચેના ભાગના ૧૦૦ ભાગ કરવામાં આવે છે. ને દરેક એક સેન્ટીગ્રેડ ડીગ્રી-અંશ કહે છે. એક ગ્રામ (૪૫૩-૬ ગ્રામ=એક એવૉર્ડુપાઇસ પાઉન્ડ = ૭૦૦૦સ ગ્રેઈન) પાણીની ગરમી-(Temperature) એક ડીગ્રી વધારવાને જેટલી ગરમી જોઇએ તેને એક કેલોરી (Calori) કહે છે.

આપણે ઉપર જોયું કે ઉકળતા પાણીની Temperature-ઉષ્ણતા ૧૦૦ અંશ હોય છે; આની સરખામણી વાસ્તે નીચે જણાવેલ કોઠો વધારે ઉપયોગી થઇ પડશે.

---

ફુ કેલોરીઝનો ખુલાસો આગળ થશે.

| નામ | | | ઉષ્ણુતા |
|---|---|---|---|
| હાઇડ્રોજન વાયુ પીગળે તે માટે | | | -૨૫૬ |
| „ | ઉકળે | „ | -૨૫૨ |
| ઑક્ષીજન „ | „ | „ | -૧૮૩ |
| પારો પીગળે | | „ | —૩૮ |
| બરફ „ | | „ | ૦ |
| એલ્કોહોલ (દારૂ) ઉકળે | | „ | ૭૮.૩ |
| પાણી | „ | „ | ૧૦૦ |
| પારો ઉકળે | „ | „ | ૩૫૬ |
| સીસું પીગળે | „ | „ | ૩૨૭ |
| જસત „ | | „ | ૪૧૯ |
| ગંધક ઉકળે | | „ | ૪૪૪ |
| રૂપું પીગળે | | „ | ૯૬૧ |
| સોનું „ | | „ | ૧૦૬૧ |
| પ્લેટીનમ „ | | „ | ૧૮૨૦ |
| સૂર્યના બહારના ભાગની— | | | ૬૦૦૦ |

સૂર્યનો પ્રકાશ જે ભાગમાંથી આપણને મળે છે અર્થાત બહારના ભાગની ઉષ્ણુતા કેટલી છે તેનો ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી. કારણ કે સૂર્ય ગોળ છે, અને સપાટી ઉપરથી જેમ જેમ મધ્યબિંદુ તરફ જઇએ છીએ તેમ તેમ ઉષ્ણુતા વધતી જાય છે તેથી સપાટીની ઉષ્ણુતાનું માપ જે કહાડવામાં આવે છે, તે સપાટી ઉપરનુંજ છે એમ ચોક્કસ કહી શકાતું નથી. આ ઉષ્ણુતાનું માપ ઘણા વિજ્ઞાન શાસ્ત્રીઓએ કહાડયું છે, અને લગભગ ૬૦૦૦ ડીગ્રીથી તે ૭૫૦૦ ડીગ્રી સુધી છે.

આપણે ઉપર જોઈ ગયા કે એક ચોરસ સેન્ટીમીટર જેટલી જગ્યામાં થી ૭-૬ હૉર્મપાવર જેટલી ગરમી મળે છે. તો એક ચોરસફુટમાંથી ૧૦થી તે ૧૫ હજાર હૉર્સપાવર જેટલી ગરમી મળે છે. આટલી બધી ગરમી એક સેકંડમાં મળે છે તે ઘણી આશ્ચર્યની વાત છે? અને સૂર્યને તે ક્યાંથી મળે છે તે પ્રશ્ન ઉભો થાય છે?

હૉર્સપાવર એ શક્તિનું માપ છે. ગરમી ને શક્તિના રૂપમાં ફેરવી શકાય છે તે હાલના યંત્રકળાના યુગના દરેક મનુષ્યથી અજાણ્યું નથી. આટલી શક્તિ સૂર્યને ક્યાંથી મળે છે, તે ઉપર ઘણા વિદ્વાન પુરૂષોએ પ્રયત્ન કર્યા છે, પ્રયોગો કર્યા છે. તેઓ જણાવે છે કે—

૧. સૂર્ય ઉકળતા રસનો ગોળો છે. એ સત્ય વાત છે. તેથી દિનપ્રતિદિન આ રસમાંથી ગરમી મળે છે અને તેથી કરીને સૂર્યની ઉષ્ણુતા ઘટતી જાય છે એ ચોક્કસ છે પરંતુ આ સિવાય શક્તિ મેળવવાનું જો બીજુ સાધન હોય નહીં તો ઘણાં વર્ષ પહેલાં સૂર્ય ઠંડો થઈ ગયો હોત. તેમજ એટલું પણ નક્કીજ છે કે,

૨. કોઈપણ જાતના રસાયણીક પદાર્થોનુ રૂપાંતર થવાથી આ શક્તિ મળતી નથી. કારણકે એવું રૂપાંતર થાય એવી સ્થિતિમાં પદાર્થો છે નહીં. તે સર્વે ઉકળતા રસના રૂપમાં છે તેથી તે બનવું અશક્ય છે. દલીલની ખાતર તે કબુલ કરીએ તો પણ તે ખજાનો વધારે ચાલે તેવો હોય જ નહીં. છેવટે,

૩. હેમહોલ્ટઝ્ ( Helmholtz ) નામનો મહાન્ વિદ્વાન એવા નિર્ણય ઉપર આવ્યો છે કે સૂર્યની અંદર રહેલા પદાર્થોની શક્તિનું રૂપાંતર થાય છે. અર્થાત સ્થાયી શક્તિ ( Potontial energy ) ચલિત શક્તિ ( kinetic energy )ના રૂપમાં બદલાય છે. અને ત્યાર બાદ સૂર્ય જેમ જેમ સંકોચાતો જાય છે તેમ તેમ તે શક્તિ ગરમીના રૂપમાં બદલાય છે.

kinetic energyને કેટલાક ગમનશક્તિ, ને Potential energyને સંભાવ્યશક્તિ કહે છે :

આ શક્તિનું રૂપાંતર સમજતાં ઘણાને કઠીન લાગે એ ખુલ્લું છે. પણ નીચેના દાખલા ઉપરથી તે વધારે સ્પષ્ટ થશે.

અ ઘડીઆળના લોલકની શક્તિ જ્યારે ચાવી આપેલી હોય છે ત્યારે 'સંભાવ્ય શક્તિ'ના રૂપમાં હોય છે. પણ ધીમે ધીમે તે શક્તિ

ગમન શક્તિના રૂપમા બદલાય છે અને ઘડીઆળ ચલાવવાને મદદરૂપ થઇ પડે છે.

૪ પાણીનો જથ્થો જ્યારે પર્વતો ઉપર બાંધેલા તળાવોમાં હોય છે ત્યારે તેની શક્તિ સંભાવ્ય શક્તિના રૂપમાં હોય છે, અને પછીથી નીચે પડતું પાણી મોટાં ચક્રો ફેરવી યંત્રો ચલાવવાને જોઇતી ગમનશક્તિ પૂરી પાડે છે. આવી રીતે શક્તિનું રૂપાંતર થાય છે.

આવા ઘણા દાખલાઓ આપી શકાય. જેવા કે, બંદૂકની ગોળી, પવનચક્કી ચલાવનાર પવન, વીગેરે.

આ બાબતમા ગુજરાતી સાતમી ચોપડીના પાઠ ૯૭માંથી નીચે પ્રમાણે ખુલાસો મળે છે.

" સૂર્યમા વાયુઓનુ નિરંતર ઘનીકરણ થાય છે, તેથી એનુ કદ ઘટે છે; અને વાયુઓના ઘનીકરણથી જે ગરમી ઉત્પન્ન થાય છે તે કિરણ રૂપે ગરમી નીકળી જાય છે તેની ખોટ પુરી પાડે છે. એવી ગણતરી કરી છે કે સૂર્યનો વ્યાસ માલુમ ન પડે તેવી રીતે ૨૨૦ ફુટ સંકોચાય છે તેને લીધે દરવર્ષે પડતી ગરમીની ખોટ પૂરી પડે છે.

આ નાના લેખથી પરમકૃપાળુ પરમેશ્વરની ખુબીઓ જણાઈ આવે છે. અને સર્વને એકજ નિયમ લાગુ પડે છે તે માલુમ પડે છે.

હર્ષદલાલ ચીમનલાલ પરીખ

---

# વિજ્ઞપ્તિ



૧. જે સજ્જનો તથા પુસ્તકશાળાને તેઓ ગ્રાહક ન છતાં આ અંક નમુના દાખલ મોકલ્યો છે, તેઓ તેનો સ્વીકાર કરી ગ્રાહક થશે એવી વિજ્ઞપ્તિ છે.

૨. સુવાસ્છના પ્રસિદ્ધ કરવાનો આ પ્રયાસ એક જાહેર મંડળીનો છે એ ધ્યાનમાં લઇ દરેક ગ્રાહકબન્ધુ અથવા તો આ સંસ્થા અગર માસિક તરફ સમભાવ દર્શાવનાર બન્ધુ ગ્રાહક થઇને અથવા કરાવીને, ઉમદા પ્રવૃત્તિને ઉત્તેજન આપશે એવી આશા છે.

૩. અત્યાર સુધીમાં ગ્રાહક થઇને જે બન્ધુઓએ આશ્રય આપ્યો છે તે સિવાયના અન્ય બન્ધુઓ ગ્રાહક તરીકે એમનું નામ નોંધાવવાની કૃપા કરશે કે જેથી અમે હવે પછીનો અંક વી. પી. થી મોકલી શકીએ.

૪. મુવાસ્છનાને ગ્રાહક થઇને અગર બીજી કોઈ રીતે મદદ કરવી તે એક ઉમદા હેતુઓથી કામ કરનાર સંસ્થાને મદદ કરવા બરાબર છે.

૫. જે માસિકપત્રો તથા સાપ્તાહિક પત્રોને આ માસિક મોકલાય છે, તે બદલામાં અમને નિયમસર મળશે એવી આશા છે

તન્ત્રી.

---

# સૂચનાઓ

૧. આ પત્રમાં લખનારે શુદ્ધ ભાષામાં, પત્રની એક બાજુએ, તથા શાહીથી લેખો લખવા જોઇએ.

૨. લેખકોએ અમારી અંગત જાણ માટે તેમનું પૂરૂ નામ તથા ઠેકાણું મોકલવું જોઇએ.

૩. હિંદુસ્તાનની બહાર વી. પી. જઈ શકતાં નહીં હોવાથી, ગ્રાહક થનારે રૂ. ૧-૧૨-૦ મનીઓર્ડરથી મોકલવા.

૪. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે.

૫. જાહેર ખબરના ભાવ માટે લખો—આ પત્રના તન્ત્રીને.

---

# ગરીબોને કેળવણી



થોડા જેઓ આમા કઈ સમજી શકે છે તેમની અદર આ સવાલ ઉપર ઊહાપોહ થવો જોઈએ દરેક દરેક યોજના જે બહાર પડે તેનું પૃથક્કરણ થવું જોઈએ, અને એ બધી યોજનાઓમા કઈ ઉત્તમ છે તેનો નિર્ણય થવો જોઈએ કેળવણીની બાબતમા અખતરા કરવા જોઈએ એની પિતા તરીકેના હું તમારી ફરજ સમજું છુ, દેશની કેળવણીનો ખરો આધાર તમારી ઉપર રહે છે બાળકો પ્રત્યેની ફરજ બજાવવાનો તમારો ધર્મ છે, અને યાદ રાખો કે સર્વ બાલકો તમારા છે કારણ કે તમે તેમના ગોટેરા છો મનુ મહારાજે કહ્યું છે કે સારા માણસને તો દરેક નાનું છોકરું પોતાનું બાલક છે આ શબ્દો યાદ હોય તો તમને સમજાશે કે તમારા ઘરનાંજ છોકરા તમારા નથી, પણ ગામો તેમજ શહેરોના બધાજ છોકરા આપણા છે, ખરે, હિંદ માતનાં બાલક છે, તેઓ આપણા આન્તર દોરે ગાઢ જોડાયલાં છે જ્યાં સુધી તેમને કેળવવામા નહીં આવે જ્યા સુધી એક મહાન સ્વરાજ્યના શહેરીઓ તરીકે તેમને લાયક બનાવવામા નહીં આવે ત્યા સુધી અન્ય પ્રજાઓમાં પોતાનું સ્થાન તેઓ શી રીતે લઈ શકશે? આપણે જે સઘળા સુધારા દાખલ કરવાને મથન કરીએ છીએ, તેમા આપણી દૃષ્ટિ આવા લક્ષ્ય તરફ વળેલી હોય છે પરતુ કેળવણી એ મુખ્ય વસ્તુ છે કેળવણી સિવાય આપણે સ્વાતન્ત્ર્ય માટે લાયક નથી, કેળવણી સિવાય આપણી આર્થિક સમૃદ્ધિ થઈ શકશે નહીં, ન તો જ્ઞાન સપત્તિ પ્રાપ્ત થઈ શકશે હું તમારી આગળ એવી દલીલ મૂકુ છુ કે હિંદ માતાને એક કોઈ પણ બાલક ઓરમાન બાલક રહેવો જોઈએ નહીં, પરતુ જે જે બાલકનો તે માતા જન્મ આપે, તે શિક્ષણના જન્મહક સાથેજ જન્મવો જોઈએ

એની બીસન્ટ

Re. No. B. 1246

# સુવાઝ્છળાં

પુ. ૧ લું  ફેબ્રુઆરી–માર્ચ, ૧૯૨૭  અંક ૧૦-૧૧ મેળ

सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥ भर्तृहरि


| | | | |
|---|---|---|---|
| ૧ | ક્યારે–ને–ક્યારે?... ... | રા. લલિત | ૧૬૧ |
| ૨. | વીણેલ–રત્ન... ... .. | શ્રી. તાપીદાસ કે. ગોરડીઆ | ૧૬૨ |
| ૩. | ૩૧ મી નેશનલ કૉન્ગ્રેસ .. | સુવાઝ્છના ઑફીસ– | ૧૭૨ |
| ૪. | જાપાનની ઉન્નતિનું રહસ્ય ... | રા. મોહનલાલ વિ. ગાંધી | ૧૮૨ |
| ૫. | આર્યનું કર્તવ્ય... ... ... | રા. ચંપકલાલ ગોરધનદાસ બારુ | ૧૮૭ |
| ૬ | આપણું વાચન વિષે... ... | અભ્યાસી | ૧૯૬ |
| ૭. | ફુલ ગુંથણી... ... ... | અનંગ | ૨૦૫ |

# વાંચનારને



આ સાથે ફેબ્રુઆરી-માર્ચના અંકો ભેગા બહાર પડે છે. એપ્રિલના અંક સાથે ૧ લું વર્ષ પુરૂં થશે. વાંચનાર જોઇ શકશે કે માસિકને ઉપયોગી કરવા યત્ન કરવામા આવે છે, પરંતુ તે ખરેખર રીતે ઉપયોગી થાય છે કે કેમ એ માટે અમો વાંચનાર ગ્રાહક બન્ધુઓનો તેમજ આ માસિકમાં હિત ધરાવનાર મહગૃહસ્થો તથા વિદ્વાનોનો અભિપ્રાય ચાહીએ છીએ, એટલુંજ નહીં પણ સાથે સુવાગ્છનાને વધારે ઉપયોગી અને સરસ બનાવવાની સૂચનાઓની પણ અભિલાષા રાખીએ છીએ. આથી રીતે મળેલી સૂચનાઓનો તથા માસિકને અંગે જોઇતા બીજાં સાધનોનો લાભ લઈ સુનાગ્છના તેની બીજા વર્ષની મુસાફરી કરવાની મુરાદ રાખે છે. માટે વાચનાર બન્ધુઓ પોતાની કીમતી સલાહથી સુનાગ્છનાને, અભારી કરશે, એમ આશા છે.

તન્ત્રી.

# સુવાચ્છના

પુ. ૧ લું    ફેબ્રુઆરી-માર્ચ, ૧૯૧૭    અંક ૧૦-૧૧ મો.


## ક્યારે-હો-ક્યારે ?

૧

લલિત કલાકર ન્મવિદ્યાધર બનશોજી ક્યારે ?
જીવિત કલાપે મસ્ત કલાપી ઘૂમશોજી ક્યારે ?
પ્રભુલીલાના પ્રદર્શનોને પીછાનશો ક્યારે ?
સૌમ્ય સુદર્શન તત્ત્વરસાત્મક પ્રકાશશો ક્યારે ?
ચકોર નયને વિશ્વ ચમત્કૃતિ ઝીલશોજી ક્યારે ?
ચતુર કરના ચમત્કાર ખીલવશોજી ક્યારે ?

૨

અનેક વિધ પરમાત્મકતાને પ્રમાણશો ક્યારે ?
સ્વત સિદ્ધ અનન્તસૃષ્ટિ ખીલવશો ક્યારે ?
વિરાગ વૃત્તિ વર્તનને બસ એકવશો ક્યારે ?
પુણ્ય કાર્ય કર્તવ્ય કર્મને જગવશો ક્યારે ?
શિશિર વસંત સમા વિકસીને કુસુમશો ક્યારે ?
મંજુવિહારે રસિયાજીવન ઝૂલવશો ક્યારે ?

પુણ્યોદયના પ્રદર્શન તીર્થે
વડોદરા, તા ૪-૧-૧૭

લલિત

### હરિ ૐ

# ભિષ્મ-વ્રત



( લેખક—તાપીદાસ કે. ગોરડીયા. )

"હવે પુરૂં થયું કે નહીં તારૂં વાંચવાનું!" છેવટે ભદ્રાએ
પોતાની મોટી બેનને કહ્યું—"વળી આજ તો રજાનો દિવસ"—

"રજાનો દિવસ હોય તેથી શું વાંચવું નહીં ભદ્રા? તે કાંઇ
આટલું 'ચૅપટર' પુરૂં થયા શિવાય હું તને અહીંથી ઉઠવા દેનાર ન

અર્ધા પોણા કલાકમાં બન્ને બેનોએ મળી 'ચૅપટર' પુરૂં કર્યું.
જરામાં પુરાયેલી મેનાને છુટી મૂકતાં જેવો તેના મનને હર્ષ થાય
તેવોજ આ હર્ષ આ વખતે ભદ્રાને પણ થયો!

"ચાલ બેન!" તે બોલી, "ગઇ કાલનું તે અધુરૂં પદ પુરૂં ક
વળી આજ એક નવો રાગ પણ પેટીમાં બેસારવો છે." ભદ્રા હા
યમ તરફ ચાલી.

"પેટી ઉઘાડ, એટલામાં હું આ પુસ્તક ઠેકાણે મુકી આવું છું
ભદ્રા તને જરા પણ સમજ નથી હો! પુસ્તક બંધ કર્યું કે ચાલે
વસ્તુ જ્યાંથી લીધી હોય ત્યાંજ તે પાછી મુકવી એવું તો તું સ
નથી હો!"

ભદ્રાએ પેટી ઉઘાડી સુર બાંધ્યો. ને તેમાં સારંગ રાગ બે
લાગી. વચ્ચે વચ્ચે આલાપ પણ લેવા લાગી.

"અરે વાહ! રાગ તો બેસાર્યો ને શું! આટલીવારમાં તે કેમ બે

"નહીં હજુ એક સુર ભૂલાય છે—કો?—આવ ત્યારે તું બેસ
ઉપર ને બેસાર બરાબર."

"જવા દે!, ભદ્રા, ખરૂં કહેવરાવતો મને પેટી, સતાર એવા
વગાડવાની જરા પણ હોંશ નથી થતી. મને તો મારાં—"

"એકાદ પુસ્તકમાં આખો દિવસ બેસી રહેવું એમ નાં ?" વયોવૃદ્ધ ભદ્રાએ પૂછ્યું.

"મારા મનની સહજ પ્રવૃત્તિ આ કળા કૌશલ્ય તરફ નથી. એટલે અંગ્રેજીમા જેને 'ફાઈન આર્ટસ (Fine arts) કહે છે તે મને પસંદ નથી એમ નથી પણ એમાં પૂર્ણ પારંગત થવુ એવી કાંઈ મારા મનની મહત્વાકાંક્ષા નથી વળી એ તો એક બીજાના મન મનનુ કારણ છે તો પણ વસ્તુત એકાદો મોટો વિદ્વાન મારા મનને આનંદ આપે, એમજ એક સારો ચિત્રકાર પણ મારા મનને આનંદ પમાડે હું આ કળા શિખુ છુ, એ એટલાજ માટે કે, મનુષ્યને મળતુ આનંદવુ જોઈએ 'અનેક કળાઓનુ મૂળ તત્વજ્ઞાન, અને કોઈ પણ ધંધામા પૂર્ણ પ્રવિણતાપણુ, આવા અર્થની અંગ્રેજીમા એક કહેવત છે. ચાર ચૌદ જણ મને પુછે કે, 'કા સરલા બાઈ? તમારી નાની બેનને આટલી સરસ રીતે પેટી વગાડતા આવડે છે, આવુ સુંદર ભરત ભરતા જાણે છે, વળી સાઇકલ ઉપર બેસવામા પણ પૂર્ણ પ્રવિણ છે—પણ તમે તો તમારૂં એકાદી વાતમા કૌશલ્ય બતાવો ?" તો તેના જવાબમા ના ના પાડયા શિવાય મારા મુખથી બીજુ કાંઈ પણ નહીં નીકળે સાચુ કહું તને ભદ્રા ? 'આયડિયલ ગર્લ' (Ideal girl) થવુ એજ મારી મહત્વાકાંક્ષા છે—"

"પણ 'આયડિયલ ગર્લ ? થવુ એ શુ કોઈના હાથમા છે ? એ એકાદી સ્ત્રીને પુરૂષ બનવાની અથવા એકાદા વૃદ્ધને તરુણ બનવાની જેવી ઇચ્છા તેવીજ આ ઇચ્છા—"

'વાહવા ! જાણે તું તો બીજો બૃહસ્પતીનોજ અવતાર ભદ્રા !"

"ત્યારે તુ 'ફાઇન આર્ટસ માં કઇ વાતનો સમાવેશ કરે છે ?"

"કહું ? ગાયનવાદન, ડ્રોઇંગ, ભરતકામ, ડાન્સ, અને એના જેવા બીજા પણ ભદ્રા ! ગમે તે કરવા છતા કળા કૌશલ્યના વ્યવસાય કરતા બુદ્ધિના વ્યવસાયમા વધારે મીઠાસ-ખરી મઝા શું નથી ?'

"મને તો બાઇ આ "કવાકુસરી "માંજ મઝા પડે છે એમા બમણો ફાયદો છે પોતાના મનને ખુશીમા રાખી, બીજાનાં મનો પણ આનંદિત કરી શકાય છે હજારો પુસ્તકો વાંચો પણ તેથી બીજાને શું ફાયદો ?

યના !" આ પુત્રીઓ શિવાય એને ત્યાં એક વિનય નામનો છોકરો પણ હતો કે જે, નાનપણથીજ માતાપિતાના સુખથી વિમુખ થયો હતો. તેને પણ મનોહરરાયે પાળીપોષી મોટો કર્યો હતો; ને એલ. સી. ઇ. ની ઊંચ "ડીગ્રી" સુધીનો વિદ્યા અભ્યાસ પણ કરાવ્યો હતો. આટલેથી ન અટકતાં તેને ઇલેક્ટ્રિકલ એન્જીનિઅરિંગ શિખવવા વિલાયત સુધી મોકલવા તૈયાર થયા હતા. વિનય જેવા તીવ્ર બુદ્ધિના યુવાનને આથી વિશેષ શું જોઇએ ?

"સરલા," વિનયે એક દિવસ થડકતે સ્વરે પૂછ્યું, "હું અહીંથી વિલાયત જઇશ, પછી તું મને યાદ કરીશ કે ?"

કંઠ રૂંધાઇ આવવાથી સરલાએ થોડો વખત ઉત્તર ના આપ્યો. માત્ર નેત્રોમાંથી ટપકતા આંસુએ ધરતી પલાળતી હતી. તે નિચું જોઇ હજી રહી. થોડીવારે ગદ્ગદ્ કંઠે ધીમે સ્વરે તે બોલી "આમ કાં ? વિનય, નાનપણમાં તમે જ્યારે મને મુળાક્ષર લિખવતા, અને ચોપડીમાંના પાઠો મારી પાસે તૈયાર કરાવતા, ત્યારે તમેજ મારી સ્મરણ શક્તિની ગામા પાસે તારીફ કરતા હતા ના ? અરે, તમે એકાદી નાની વાત પણ કરતા, તે તરતજ મારી ધ્યાનમાં આવી જતી. ને તે માટે ગામા પાસે મારાં અનેક શબ્દોમાં વખાણ કરતા. આવો જેનો ને મારો ચૌદ ચૌદ વર્ષનો નિકટ સહવાસ છે, તેને હું એચાર વર્ષમાં વિસરી જાઉં એ કેમ સંભવે વારૂ ? વિનય, તમેજ મને લખતા વાંચતાં શિખવ્યું. તમારાજ શ્રમથી હું અત્યારે ગુજરાતી પાંચ ધોરણ પુરાં કરી થોડું ઘણું અંગ્રેજી પણ જાણતાં શિખી અને સાયકલ ઉપર બેસતા. હાર્મોનિયમ બજાવતા

આંગણામાં ઉભી રહી આપના હાથે રોપેલા આમ્રવૃક્ષને જોઇશ ત્યારે આપને યાદ કરી કલાકોના કલાકો સુધી રડયાં કરીશ; વળી એજ આમ્ર વૃક્ષની શિતળ છાંયા નિચે તમે મારૂં સાંત્વન કરો છો એવીજ કલ્પના કરી હું મારા મનને મનાવી લઇશ. તેજ પ્રમાણે પૂર્ણ બહારમાં આવેલું આપનું પારિજાતક જ્યારે મધુર સુવાસે આખા આંગણાને અરે! આખા ઘરને છાંઇ દેશે ત્યારે હું એ આપના સદ્ગુણોનોજ પરિમલ છે એમ માની દિનને આનંદ લ્હેરોએ લ્હેરાવીશ. મારા છુટા કેશોને જોઇ તમે કહેતા કે, 'સરલા! આ તારી મર્યરૂણા જેમ નાચતા છુટા કેશ જોઈ હું ઘડીભર આનંદ ઓઘે ડટાવુંછું!' રોજ એનો અંબોડો વાળતાં આપના એ કથનને યાદ કરી આપના ઓરડા તરફથી આવતા શિતલ પવનને આપના કર સ્પર્શના ભાવો સમઝી હું આનંદ હિંચોળે હિંચ્યા કરીશ! મારાં ટેબલ ઉપર નિત્ય પડી રહેતાં 'રામાયણ, અને 'મહાભારત'નાં પુસ્તકો જોઇ આપે આપેલી ભેટની નિત્ય યાદિ કરીશ. ટુંકામાં એટલુંજ કે, આ ઘરમાં એવી એક પણ વસ્તુ નથી કે, જે આપની યાદિ હમેશ ના કરાવે! રોજ સંન્ધ્યા કાળે ચા પિતાં અને જમતાં આપની ખાલી પડેલી જગ્યા મારૂ હૃદયને હચમચાવી નાખશે! આપની ગેરહાજરીમાં આ બધું ભાસ્યું ઘર મને ખાવા ધાશે! જ્યારે હું દુઃખથી કંટાળી નિદ્રા લઇશ ત્યારે નિદ્રામાં પણ આપનાંજ સ્વપ્નો આવશે! વધારે શું કહું! હું ગાંડી થઇશ તો તે પણ આપના નામમાંજ! આપની મૂર્તિને આ હૃદયપટ ઉપર એક વખત કોતરાઇ ગઇ છે તે હવે કાળાતે પણ ભુસી શકાય તેમ નથી!"

"સાબાસ સરલા! મારા ઉપર તારી આવી નિસ્સીમ પ્રેમ ભક્તિ છે, એવું જોઇ હું આજ કૃતાર્થ થયો છું. સરલા! તારા પ્રેમની કિમત જગમાં એવી કઇ વસ્તુ છે કે જેમાં હું આંકી શકું? વિલાયત ગયા પછી તારી જુદાઇથી ત્યાંના મારા દિવસો કેમ વીતશે તે એક પ્રભુજ જાણે! મને સઘળે સ્થળે તારા વિના અન્ધકારજ ભાસશે! લંડન આવું મોટું શહેર છે પણ તારા વિના તે મને ઉજ્જડ વેરાનજ લાગશે! તું છે તોજ જગ છે! તું નથી ત્યાં જાણજે કે, મને કાળા પાણીની શિક્ષાજ—"

"નહીં, વિનય! કદાચિત્ત પહેલાં તમને એમ જણાશે. પણ પાછળથી અનેક સ્ત્રી પુરૂષોની ઓળખ થવાથી અથવા અનેક સભાઓમાં કે સમેલનોમાં જવા આવવાથી હું આપને વિસારે પડીશ. પણ મારી પર-

બીક લાગે છે! આપ જ્યારે મોટા પદવીધર થઇ વિલાયતથી પાછા આવશો ત્યારે આપને અનેક સુશિક્ષિત ને સુસ્વરૂપ બાળાઓનાં માગાં આવશે; ત્યારે સરલા એક આનંદી પ્રેમાળ બાળા હતી, એ પણ આપને યાદ નહીં આવે!"

"મારા મનમાં સત્કાર્યનાં બીજ ઉગ્યાં હોય તો તે તારાથીજ! મારા મનમાં કદી સદ્બુદ્ધિનો વિકાસ થયો હોય તો તે તારાજ શ્રમથી! મારી પરોપકાર બુદ્ધિ જાગૃત થઇ હોય તો તે પણ તારાથી! ને ખરે, ખરૂં પૂછે તો, મારા હૃદયમાં પ્રીતિનું બીજ વાવી, તેને પાણી પાઇ વૃક્ષ બનાવ્યુ ને પણ તેજ! મારૂં અંતઃકરણ થોડુ ઘણું મૃદુ–પ્રેમથી બન્યું તે પણ તારા ઉદાહરણથી,—પહેલી પરીક્ષામાં જ્યારે હું નિષ્ફળ થયો ત્યારે તેંજ જળ છાંટી મને ધીરજ આપી હતી! જેણે મારી જીંદગીનું અનેકવાર કલ્યાણ કર્યું તેને હું ભૂલી જાઉં!......મારા પ્રેમની નિશાનીમાં હું તને મારા નામની આ વીંટી—"

"નહીં નહીં, વિનય નહીં! તારા સદ્ગુણે ને દિવ્ય મૂર્તિએ આ હૃદય ઉપર એવી છાપ પાડી છે કે જન્મો સુધી ના ભુંસાય' આ જડ વસ્તુને લઈ હુ શું કરૂં? પણ લાવ, એ તારી વીંટીને હું મારા જીવના જોખમે પણ સાચવી રાખીસ! સદોદીત તેને હું મારી આંગળીએ નચાવીશ. એટલે કે, કદી આપના પવિત્ર કર્તવ્યની વિસ્મૃતિમાં હું નિદ્રાધીન થઇશ તો આ વીંટીનું દિવ્ય તેજ મને તે નિદ્રામાંથી જાગૃત કરશે!"

× × × ×

આ વાત થયાને એક દિવસ થઇ ગયો. મનોહરરાયને આજે ફરીને ઘેર આવતાં ઘણો વખત થઇ ગયો. ને તે આવ્યા કે, તેણે તરતજ બિછાનુ પકડયું. તેને એકદમ તાવ ચઢી આવ્યો, ઉલટીઓ થવા લાગી. ગળું શકાવા લાગ્યુ, પેટમાં આગ આગ થવા લાગી. ને ત્રિવેણે રાત્રિએ, 'હમે મારો તાવ ઉતરી જશે એક બે દિવસમાં,' એવી માન્યતાથી ડૉકટરને ના બોલાવ્યો. માથું અતિશય દુખવા લાગ્યુ, સરલાએ સુંઠ ઘસી ચોપડી; કોલનવૉટરનું પોતું પણ રાખ્યુ. લીલી ચા કરી પાઇ. પણ ક્રમે ક્રમે તાવ નરમ ના પડયો' નિદ્રા પણ ના આવી. તેજ દિવસે સંધ્યાકાળે વિનય બહારગામ પોતાનાં આમજનને મળવા ગયો હતો. અર્થાત્ અત્યારે મનોહરરાયની સેવા કરવામાં બે પુત્રીઓજ હતી. સરલા મોઢું દબાવતી મનો-

હરરાયની પાસેજ બેઠી હતી. અગીઆર વાગ્યા-બાર-સાડાબારના ટકોરા થયા, પણ સરલા મામાના બિછાના પાસે જાગતી બેઠી હતી. 'હવે જઈ સુઈ જા, મને જરા આરામ છે.' એમ મનોહરરાયે ત્રણ ચાર વખત કહ્યું. પણ સરલા ત્યાંથી ઉઠી નહીં. છેવટે મનોહરરાયે સારૂં છે એવો ખોટો ડોળ કર્યો ને ત્યારેજ સરલાના મનને જરા ધીરજ આવી ને તે પોતાનો હઠ છોડી સુવા ગઈ. આ વખતે ભદ્રા ગાઢ નિદ્રામા હતી.

સવારમાં મનોહરરાયને જરા આરામ જણાયો. દતધાવન કરી આપી પાછા બિછાનામાં પડ્યા. દસના સુમારે પાછો તાવ ચઢી આવ્યો. ત્યારે પાછી કાળજી થવા લાગી. ભદ્રાએ 'થર્મામીટર' મૂકી જોવાને સરલાને આપ્યું, તો 'થર્મામીટર'નો પારા ૧૦૫-ડિગ્રી ઉપર ગયો હતો! સરલાના મનમા ધ્રાસકો પડ્યો! તરતજ તે ઘરની જોડમાં રહેતા ડૉકટરને ત્યા ગઇ. પણ તે દવાખાને ગયો હતો. આથી ઉતાવળે પગલે દવાખાને ગઈ ને ડૉકટરને લઈ તરતજ ઘર તરફ પાછી વળી ડૉકટરે આવી રોગીની તપાસ કરી. ને તરતજ એક કાગળના ટૂકડા ઉપર કાઇ લખીને સરલાને આપ્યુ ને દવા મોકલાવી આપુછુ એમ કહી પાછો ફર્યો. "દવાથી કાંઈ ફાયદો થાય છે કે નહીં, નહીં તો મને બે વાગે પાછો બોલાવજો," એમ કહી તેણે 'ક્રોકોડાઇલ લેધર' બેગમાથી થોડી ગોળીઓ કાઢી સરલાને આપી. પથ્ય પાળવાને માટે અમુક સુચના કરી તેણે પોતાના 'ટ્રૅપ'ના ઘોડાની લગામ ખેંચી!

"કોણ તે?" તેણે પૂછ્યું.

"કોઇ નહીં–હું છું–આપ સ્વસ્થ સુવો—"

"મારા બિછાના નીચે કોણ હાથ નાખતું હતું !"

"હમણાં કે? મેં–હું દવાનો કાગળ ગોતતી હતી."

"દવાનો કાગળ કેમ ? વિકટ હાસ્ય કરી બિછાના નીચેથી મરણની આગાહી આપતો તે કાગળ તેણે કાઢયો. "લે આ તારી દવાનો કાગળ!"

સરલાને જણાયું કે, જે ન થવું જોઇએ તે થયું !—મામાએ ચિઠ્ઠી વાંચી. થરથર ધ્રુજતો હાથ તેણે લંબાવ્યો. મનોહરરાય તરતજ તે હાથના આધારે બિછાનામાં બેઠા થયા. ને તે ચિઠ્ઠીનો કાગળ સરલા તરફ ફેંકી બોલ્યા "લે આ દવાનો કાગળ !" દીકરી ! એને પેલા સ્ટવ ઉપર રાખી બાળી દે ! સરલા હવે નકામા કાં—? હું સઘળું જાણી ચૂક્યો છું. મને આ કાગળ મળવા પહેલાંજ મેં મારૂં ભવિષ્ય જોઈ લીધુ હતું—બસ અહીંયાં. પણ ભદ્રા શું કરે છે તે જોઇ આવ–તને એકલીનેજ મારે કાંઇ કહેવાનુ છે."

પાછલે દરવાજે ભદ્રા એકલીજ બેઠી હતી.

"સરલા, દીકરી, હું હવે આ દુનિયામાં થોડાજ કલાકનો મહેમાન છું કેટલાય દિવસથી હું તને કહું કહુ એમ વિચાર કરતો હતો. પણ હવે વાતને વિચાર ઉપર ના મૂકી જોઇએ. મેં આટલા દિવસો શા માટે વિચાર કર્યો એમ તને આપોઆપજ જણાઈ જશે. દીકરી ! હજી પણ મારૂં મન તને કહેવાને ના પાડે છે, સરલા—" મનોહરરાયનો કંઠ રૂંધાઈ ગયો. સરલાને પોતાની પાસે બેસારી તેના ગાલ ઉપર પોતાનો ક્ષીણ પડી ગયેલો હાથ ફેરવ્યો. પણ તે હાથ ઉપર સરલાની આંખમાંથી ખરી પડેલાં બે ચાર ઉનાં આંસુઓ પડ્યાં. "દીકરી ! આજ દિન સુધી મેં તને પ્રેમથી પોષી, કાંઇ પણ ઉણપ દેખાવા નથી દીધી, દરેક વાત તારીજ મનોધારણા પ્રમાણે કરવાને યત્નો કર્યા, તને સુખ થાય તે માટે મેં અનેક પ્રકારે મનથી પ્રભુની પ્રાર્થના કરી, પણ માત્ર આજે તને દુઃખ ઉપર ડાંભણાં દેવાની ફરજ પડે છે." મનોહરરાય પાછા બોલતા અટક્યા. સરલા પૂર્વ પ્રમાણેજ આંસુઓ સારતી નિચું મસ્તક કરી બેઠી હતી.

"દીકરી! ગભરા નહીં. સર્વ હકીકત હું તને કહું છું!"

ઉપલા શબ્દો સાંભળી સરલા પીળી પુણી જેવી થઇ રહી ને મનોહરરાય શું કહે છે તે સાંભળવાને આતુર બની.

"બેન, મેં મારૂં વીલ કરી રાખ્યું છે. મને મારા જીવનનો હવે એક ઘડીનો પણ વિશ્વાસ નથી. ને તેથીજ આજ એ વીલ ઉપર છેવટની તારીખ નાખી સહી કરી નાંખીશ. મારા બિછાના નીચેથી ચાવી લઇ જો તું તે નાની તીજોરી ઉઘાડીશ તો, જમણા હાથ તરફ મૂકેલી એક નાની લોખંડની પેટી તને મળશે તેની આ ચાવી. તેની અંદર એક લાલ દોરીથી બાંધેલું બંડલ તથા એક કાળું પરબીડીયું છે તે લઈ આવ. એક પરબીડીયામાં મારૂં વીલ છે! ગભરા નહીં, આ પડીકું છે તેમાં એક મહત્વનો કાગળ છે. એ હું હમણાંજ તારે હવાલે કરૂં છું તેમાં તારી સવિસ્તાર હકીકત મેં લખી છે તે તું વાંચી જોજે. મારા મૃત્યુ પછી—બાપુ આમ રડ નહીં! તારી યોગ્યતા પ્રમાણે એકાદા છોકરા સાથે તારાં લગ્ન કરી આપવાનો મારો વિચાર હતો. પણ તે વિચાર તો વિચારજ રહ્યો! આ વીલમાં તારા નામ ઉપર રૂપીઆ દસ હજાર અંકમાં રાખ્યા છે એમ મેં લખ્યું છે. ને તે સત્ય છે! બાકી આ ઘરમાંથી તને કોઇ પણ પ્રકારની વારસણી નહીં મળે. તે દસ હજારનું જે કાંઇ વ્યાજ આવશે એમાં તારો સંસાર સુખરૂપ ચાલ્યો જશે. લગ્ન કરીશ તો ઉત્તમ છે. ભદ્રા માટે પુછીશ તો તે નિરંતર અવિવાહિત રહેશે તો તેને માટે આ ઘર ને દાગીના બાદ રોકડા રૂપીઆ ત્રીસ હજાર મળશે. બાકી રહ્યા પચાસ હજાર તે મરે મેં ધર્માદામાં વાપરવા વીલમાં લખ્યું છે. પણ ભદ્રાએ અવિવાહિત ના રહેવું એવી મારી ઇચ્છા છે. તે લગ્ન કરે તેમાંજ તેનું સુખ—"

સરલાનું આખું શરીર પસીનેથી ભિંજાઇ ગયું. તે થરથર ધ્રુજવા લાગી. મુખ ફિક્કું પડી ગયું! આ મનોહરરાયની ધ્યાનમાં આવ્યું નહીં. તેને તો એમજ જણાયું કે, ક્ષીણતાથી મારા હાથજ કંપે છે!

"મારો હાથ કંપે છે? અશક્તિને લીધે હશે! મને સુવા દે—જા તું તે તીજોરી બંધ કરી આવ ને વીલ અંદર મૂકતી આવ. આ પરબીડીયું માત્ર તારી પાસે રહેવા દે ને બાજુમાંથી શુભા વહિનને બોલાવા 'વિઠુને' મોકલ. તેની સમક્ષ ને ચાર સ્નેહી જનો સમક્ષ આ વીલ ઉપર સહી

કરે. જા—પણ ઉભી રહે, આમાંનો એક અક્ષર પણ કોઈના ક
ના જાય એ ધ્યાન રાખજે, વિશેષતઃ, બાદશાહના કાન ઉપર ન જ
ઇએ છે. જા, ને કહ્યું તે પ્રમાણે કર !"

ધીમે પગલે સરલા ત્યાંથી ચાલી ગઈ

---

# ૩૧મી ઈન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ



હિન્દના રાજકીય ઇતિહાસમાં હિન્દની ૩૧મી નેશનલ કોન્ગ્રેસ એક કરતાં વધારે કારણોથી યાદગાર રહેશે. કોન્ગ્રેસ સ્થપાયાને પૂરો એક જમાનો થયો. નવા જમાના સાથે હુમા પક્ષીની માફક નવ જીવન પ્રાપ્ત કરી, તેણે યૌવનની વધારે ઉત્સાહી, બળવાન, ડહાપણભરી, ઉપયોગી અને હીંમતભરી અવસ્થામાં પ્રવેશ કર્યો છે આ પ્રસંગે ત્રણ ભવ્ય બનાવો બન્યા: શીત અને ઉષ્ણ નામથી ઓળખાતા એકજ લક્ષ માટે મથન કરનારા હિન્દપુત્રો હાથ મિલાવી અરસપરસ ભેટ્યા; જાતીયભેદના લૌકિક ધર્મને તિલાંજલિ આપી હિન્દુ અને મુસલમાન બન્ધુઓ એકજ, પ્રજા ધર્મના મંદિરના પુજારી બન્યા; અને આ અલૌકિક સંયોગના પરિણામરૂપ તેઓ સ્વરાજ્યની ધ્વજા ઉડાવનારા આદર્શને જગ આગળ નીડરપણે ખુલ્લો કરી શક્યા. સ્વરાજ્યનું આદર્શ હવે રાજનીતિના પંડિતો માટે વિચારભૂમિનું વાંગમય રમકડું ન રહ્યું પણ તે જીવન્ત સ્વરૂપમાં ક્રિયાત્મક ભૂમિમાં ઉતરી આવ્યું. આ હકીકત ખાસ ધ્યાન ખેંચનારી છે.

આ બેઠક આગળ કેવાં કેવાં ભવ્ય અને ઉપયોગી, પ્રોત્સાહક અને દિશાદર્શક વચનો આપણા દેશભક્ત પુત્રોએ કહ્યાં હતાં, તેનું જરા ઉડતું દર્શન થાય, એ માટે કોક કોક ફકરા નીચે ટાંક્યા છે:

સામ્રાજ્યની હયાતિ છે, અને સ્થૂળ વ્યવસ્થા તો તેનું માત્ર સાધન છે." શ્રી લાયોલ કર્ટીસના મત પ્રમાણે બ્રીટીશ સામ્રાજ્ય તળે સ્થિતિ ધરાવતી પ્રજાઓને સ્વરાજ્ય માટે તૈયાર કરવી એ એક ધાર્મિક કામ છે, અને તે માટેજ સામ્રાજ્યની હયાતિ છે, અને આ દેશમાં બ્રીટીશ રાજ્યનો બચાવ પણ આથીજ થઈ શકે છે સ્થૂળ વ્યવસ્થા આ લક્ષ સિદ્ધ કરવાનું છે. રાજકીય સઘળા કાયદા આ ધાર્મિક લક્ષબિન્દુ ઉપર આધાર રાખે છે અને આ આગળ અન્ય ધારણા તથા દૃષ્ટિ ઢંકાઈ જાય છે. અસ્તુ.

મી. લાયેલ કર્ટીસ સાથે આપણે સંમત છીએ. પરંતુ જ્યારે હિંદ માટેના સ્વરાજ્યના સવાલ ઉપર એ આવે છે ત્યારે તે કહે છે કે 'હજુ નહીં.' આ જુની બુમ છે. તે કહે છે કે તમને હજુ સ્વરાજ્ય આપી શકાય એમ નથી. શા માટે નહીં? કારણ કે તમારે જોઇએ તેવા ચુંટનારા નથી. મારો જવાબ એ છે કે, સં. ૧૮૬૨ ના રીફોર્મ બીલ અગાઉ કંઈ પણ લેખામાં લઈ શકાય એવા ચુંટનારાઓ હતા? ત્યાં કેટલાં પ્રગણા એવા હતાં કે જે ઉઘાડી રીતે ખરીદાતાં ને વેચાતાં, એ શું જાણીતી વાત નથી? આવુ છતાં સ્વરાજ્ય માટે અંગ્રેજોની લાયકાતનો સવાલ કોઇએ ઉઠાવ્યો નહોતો. મીકાડોએ તેના દેશને પ્રજાકીય સંસ્થાઓ આપી ત્યારે શું જાપાનમાં જોઇએ તેવા ચુંટનારાઓ હતા? ફીલીપાઇનના લોકોને અમેરીકાની પ્રજાસત્તા સભાએ રાષ્ટ્રીય સ્વતન્ત્રતા આપવાનો ઠરાવ કર્યો ત્યારે શું ત્યાંના ચુટનારા લાયક હતા? ચુંટણીની રીતનો વિકાસ ને વૃદ્ધિ સ્વતન્ત્ર સંસ્થાના વિકાસને અને બુદ્ધિનું અંગ છે. તેઓને જુદાં પાડી શકાય તેમ નથી, તેઓ એક બીજા સાથે જોડાયલાં છે. તેઓ એકમેક ઉપર ભારે અસર કરે છે અને પરસ્પરસની ક્રિયાથી અન્યોન્યને મજબુત કરે છે."........આપણે સ્વરાજ્ય શા માટે જોઇએ છીએ? જે સામ્રાજ્યને આપણે તાબે થવા મગરૂર છીએ તેના હિત જાળવવા માટે આપણે સ્વરાજ્ય જોઇએ છીએ. રાજ્યનો વહીવટ અસરકારક થાય એ માટે સ્વરાજ્ય જોઇએ છે. સ્વરક્ષણ માટે સ્વરાજ્ય જોઇએ છે. અને, છેવટે, રાષ્ટ્રીય જીવનના સર્વોત્તમ હેતુઓ પાર પાડવા માટે, આપણા લોકનો નૈતિક અને આધ્યાત્મિક વિકાસ કરવા માટે સ્વરાજ્ય જોઇએ છે."

શ્રી બાબુ સુરેન્દ્રનાથ બેનરજી

વિશ્વાસ નથી આ ઠરાવ મુજબ પ્રાપ્ત કરવાને જો હિન્દી પ્રજાએ નિશ્ચય કર્યો હોય તો સરકારને એવું બતાવી આપવું જોઇએ કે ગમે તેટલા ભોગે પણ આ દેશના લોકોએ તેને પ્રાપ્ત કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. દક્ષિણ આફ્રિકાને રાજ્ય જોડે જોડી દીધું કે તરતજ સ્વતન્ત્રતા અને સ્વરાજ્ય શાથી મળ્યાં? બીજા સંસ્થાનોને સ્વતન્ત્રતા અને સ્વરાજ્ય શી રીતે મળ્યાં! રાજ્યવહીવટને અસંભવિત કરવાથી તેઓ સ્વરાજ્ય મેળવી શક્યાં. ગમ ન ખવાય એવા નિશ્ચયાત્મક શબ્દોમાં તમે એક વખત તમારો સંકલ્પ જણાવો અને સ્વરાજ્ય મળતાં એક દિનની પણ ઢીલ થશે નહીં.

**મી જહાંગીર પીટીટ**

પરિણામ આ આવ્યું છે: અમારી એવી પક્કી ખાતરી થઈ છે કે જ્યાં સુધી આપણા દેશનાં કાર્યોનો વહીવટ કરવાની સત્તા આપણને મળી નથી ત્યાં સુધી જે પ્રગતિ મેળવવાનો દરેક સુધરેલ દેશનો જન્મહક છે તે મેળવવાની આશા વ્યર્થ છે.

આત્મજ્ઞાન થવું એ પહેલી દશા છે. પ્રથમ તો આપણે પ્રજા તરીકે આપણી આત્મચેતનાને જાગ્રત કરવી હતી, અને એટલા માટેજ હિન્દની નેશનલ કોન્ગ્રેસ હયાતિમાં આવી. ત્યાર પછી આપણી જાતને પ્રગટ કરવી હતી; આપણે છીએ અને આપણે ભવિષ્યમાં હોઇશું એમ આપણે કહેવાનું હતું. અને આ પછી, વ્યક્તિઓની બાબતમાં જેમ આત્મસંયમની ત્રીજી દશા આવે છે તેમ પ્રજાઓની બાબતમાં સ્વરાજ્યની આગલી દશા આવે છે. પોતાના નસિબની દોરી પોતે ચલાવવાને શક્તિવાન ન હોય ત્યાં સુધી કોઇ પણ પ્રજા માન જાળવી પોતાનું જીવન બરાબર ગાળી શકતી નથી, અને આટલા માટે હવે આપણે વધારે ખુલ્લી, વધારે વ્યવહારૂ અને વધારે વિસ્તારવાળી માગણી કરીએ છીએ.

ઓ. રાવ બહાદુર આર. એન. મધોલકર

સ્થૂળ દુનિયામાં તમે એક વાત જુઓ છો. જો કોઈ વસ્તુ અસ્થિર હોય તો તમે તેની એક બાજુએ ભાર લગાડો છો. આથી તે વજન સ્થિર થાય છે એટલુંજ નહીં પણ જેને તે લગાડવામાં આવેલુ હોય છે તે પણ તેની સાથે સ્થિર થાય છે. ( આવી રીતે ) જો એક વખત તમને (ફરજની) જવાબદારી સોંપવામાં આવે તો જવાબદારીનું ભાનજ આપણી હદનું ભાન કરાવે છે, આપણે કરવાના કામ માટે જોઇતી શક્તિ આપે છે; આવું થવાથી સર્વને લાભ થાય એવી રીતે આપણી ફરજ બજાવવામાં આપણે ફાવી શકીશું.

દિવાન બહાદુર આઇ. એ. આયર

ખરી મુશ્કેલી આ જણાય છે. એવી બીક રાખવામાં આવે છે કે સંયુક્ત સામ્રાજ્યમાં હિન્દ થોડા વખતમાં સર્વોપરી સત્તા થઈ પડે. આજ ખરી મુશ્કેલી છે. પરંતુ તેને માટે જોઇએ તેવા નિયમો બસે કરવામાં આવે અને એ દિવસ તો દૂર છે કારણ કે પ્રજાકીય રક્ષણ કરવાની શક્તિના પ્રમાણમાંજ તે રાજ્યનું પ્રતિનિધિત્વ હોઈ શકે. આર્થિક દૃષ્ટિએ અમે ઘણા ગરીબ છીએ, અને તેથી અમે વધારે આપી શકીશું નહીં અને તેથી જોકે સંસ્થાનોથી ઉચ્ચી પણ ઇંગ્લાંડથી ઉતરતીજ પાયરી લઈ શકીશું, અને દેશની સભાઓમાં આખા સામ્રાજ્યને હાંકી દઇશું એ ભય નકામો છે.

world-old intelligence That moral strength is born of their religious beliefs whose vibrations have more and more brightend their intelligence as centuries have passed along '—*Baba Bharti*

"How to borrow and not to borrow how to become West and yet remain East, how to take all that is valuable, helpful, Vital in the West and yet keep out what is inhuman, Soulless petty and brutal? Can we eat the chicken and also preserve its life?"—*Lala Lajpat Rai*

આપણે અગાઉ કહી ગયા છીએ કે ખરી પ્રગતિમાં અનુકરણ કરવાની શક્તિ કરતાં પોતાની અંદર રહેલી સમાન્ય શક્તિ એ મુખ્ય વસ્તુ છે કેટલાક વિચારકો એવી શંકા ઉઠાવે છે કે શું હાલની સુધરેલ પ્રજામાં વૃદ્ધિ અને સુધારો માટે જે આશા અને બુદ્ધિ રહેલાં છે, તે એશીઆવાસીમાં છે ? પૂર્વમાં ચાઈના અગર હિન્દુસ્થાન અગર ઇજીપ્ત સુધારાની ટોચે પહોંચ્યા હશે, એ વાત ખરી, પરંતુ આજે તેમના વારસો તેવી શક્તિ ધરાવે છે કે કેમ, એ સવાલ છે શ્વેત ચામડી ધરાવનાર પરથી આ પ્રશ્નના જવાબ ગમે તેમ ધારતા હો પણ એશીઆવાસીને પોતાની અંદર રહેલી એવી શક્તિ માટે શંકા નથી એટલુંજ નહીં પણ તે દુનિયાની હરીફાઈમાં સમોવડીઆ ભાગ લેવાની હિંમતથી રાહ જોઈ રહ્યા છે આ વાત કાલ્પનિક નથી પણ સત્ય છે તે જાપાનના દાખલાથી પુરવાર થઈ ચૂક્યું છે અને પાશ્ચાત્યોની ભ્રમ ઘણે અંશે ફરતી જાય છે

જેટલો વિનય થાય તેટલો વિજય આપણા રાષ્ટ્રીય વિકાસમાં થાય છે, એવો સિદ્ધાન્ત જન્મ પામે છે.

પણ, વિચારનો મણકો આટલેથીજ અટકતો નથી પશ્ચિમનો સુધારો અને પૂર્વનો સુધારો અને તે બન્નેના ગુણો અને દિશા સમાન કે એક નથી, એ વાત માટે કારણો કે દલીલોની જરૂર નથી બન્નેની જાતમા તાત્વિક ફેર છે અને જેમ તેમા કયો વધારે ઉન્ચ છે એ સવાલ વિચારવાનુ કામ અત્યારે આપણે મુલતવી રાખીએ, છતાં એ ગભીર વિચાર આપણે ભાવિમા વારે વારે વિચારવો પડશે, એ વાત ચોક્કસ છે. કારણકે તે વિચારના નિર્ણયમા દુનિયા માટેની આદર્શદૃષ્ટિ રહેલી છે. જો કે હાલના યુદ્ધથી દુનિયાની દૃષ્ટિ જરા જરા શુદ્ધ અને પ્રકાશિત થવા આવી છે, પણ તે માટે તો પરિણામ વિના બોલવુ એ વ્યર્થ કહેવાય. ભાવિને તેના શુદ્ધ રગમા તો કોઈ પ્રન્ન કે ભવિષ્યવેત્તા જોઈ શકતો હશે, પણ તે કોણ છે તે અત્યારે આપણે કહી શકીએ એમ નથી.

અત્યારે તો આપણે એટલુ જાણીએ છીએ એસીઆવાસીમાથી જાપાને પોતાનો વિકાસ કરવા, અથવા જો હાલની સુધરેલ દેશમા વપરાતી ભાષામા બોલીએ તો, "સુધારો" ગ્રહણ કરવા પાશ્ચાત્ય સુધારાની મદદ લીધી છે એટલુજ પણ તેવા રૂપમા પોતાનો દેહ ઘડવાનું શરૂ કર્યુ છે અને તેમ કરવામાં તે એટલુ બધુ ફાવ્યુ છે કે હાલની "સુધારા"ની વ્યાખ્યામા તે અગ્રગણ્ય તથા પ્રથમપક્તિના "સુધરેલ દેશ"ની હારમાં ગણાવા લાગ્યુ છે. અને, આ દશાને ચારે તરફથી વધાવી લેવામા આવી છે. તો બીજો પ્રશ્ન એ થાય છે કે શુ એસીઆના દેશોને પણ તેમ કરવું જોઇશે? અગર તો પશ્ચિમ દેશના સુધારામા અને જાપાનના સુધારામા કાંઈ તાત્વિક ફેર રહેલો છે? કે જેથી જાપાન પોતાનું જાપાનીપણું ભૂલી કે વિસારી ગયુ નહોય, પણ જેમા પોતાના ખુદ તત્વોને જાગ્રતી રાખી કેવળ નવુ અને તાજું જીવન જ પામી ગયુ હોય એટલે કે જો બીજા શબ્દોમા કહીએ કે જાપાનના નવા સુધારાના સ્વરૂપમા જુના જીવનનો કચરા ખરી પડયોહોય, જુની ઢબગીમા રહેલા આળસ અને તેને લાગી રહેલા ઘણા જીવનતત્વોનો ફરી ઉદ્ધાર થયો હોય; અને જો કે તેનું બાહ્ય અગ પાશ્ચાત્ય જેવુ જણાય છતા તેના જુના અને નવા જીવનમાં તાત્વિક ફેર થયો ન હોય?

આપણા ઉપર બે આદર્શો બતાવ્યા પશ્ચિમ સુધારાનું આદર્શ અને પશ્ચિમ-પૂર્વ-સુધારામાથી ઉત્પન્ન થતું નવીન આદર્શ. અને હજુ ત્રીજુ

આદર્શ છે. સૅ આ છે: પૂર્વનો સુધારો પૂર્ણ સુધારાના જુનાં તત્વો ઉપર સ્થાય એ. જો બન્ને જાતના સુધારાનાં સ્વરૂપ તેના ખરા રૂપમાં જણાય તો સારૂં અને નરસું શું છે તેનો નિશ્ચય થતાં વાર લાગે નહીં. પરંતુ આ દુનિયાજ પરિમિતતાથી બનેલી છે અને તેનો મોટો ભાગ એવા કોઈ પૂર્ણ આદર્શનો સ્વીકાર કરે અગર કબુલ કરે એ બનવું અશક્ય છે. માણસોને "વર્તમાન" નું ભાન હમેશાં પોતાના દરેક કાર્યમાં કાયમ રાખવું પડે છે અને તેને ધ્યાનમાં લઈ કાર્યનો નિર્ણય કરવો પડે છે. દુનિયા એકજ આદર્શનો સ્વીકાર કરે એવા વખતની રાહ જોઇ બેસી રહેવું એ મૂર્ખાઈ ભરેલું છે. જાપાન પોતાની આગળ પાછળ ચાલતા વિજળીક પ્રવાહને જોઈ શક્યું; પોતાના આત્મામાં જીવનનાં તત્વોને જાગ્રત કરી શક્યુ; પ્રવાહની ગતિમાં કુદકો મારી અત્યારે સુધરેલ દેશની દૃષ્ટિએ પ્રથમપંક્તિ પ્રાપ્ત કરી શક્યું છે. પશ્ચિમની હરિફાઇમાં જીત મેળવવાની તેની લડતનો કાળ ઘણો ટુંકો ગયો અને છતાં પરિણામ ઘણુંજ ભવ્ય આવ્યું. ત્યારે જાપાનના ઉદયભાનુમાં કાંઈ ખાસ રહસ્ય રહેલું હોવું જોઇએ. જો બીજા ભાઇબંધ દેશો તેના પગલે ચાલવા માગતા હોય તો તેમને તે રહસ્ય જાણવું એ અગત્યનું છે. અને એથી વધારે અગત્યનું તેની પ્રગતિના સારા અને ખોટા બન્ને અંશોનું જ્ઞાન હોવું એ છે.

આ લેખના મથાળે ત્રણ મહાન પુરૂષોના વિચાર ટાંક્યા છે: તે કઈ કંઈ અંશે એક બીજાથી જુદા છે, છતાં સુધારાની દૃષ્ટિ માટે નિર્ણય કરવામાં ઘણા ઉપયોગી છે, એક વાત તો ચોક્કસ છે. જાપાનમાં સુધારો પ્રાપ્ત કરવાની હૃદયગુપ્ત ભારે શક્તિ હતી; તે કેવળ દબાયલી પડી હતી. પૂર્વ સુધારાનાં મહાન તત્વો–નીતિ, ધર્મ, રાજભક્તિ ઘણે અંશે કાયમ હતાં. તે તત્વોની હયાતિ સાથે બીજા રાષ્ટ્રીય ગુણોની ખીલવણી માટે ફક્ત તકની ગેરહાજરી હતી. જો એમને અગાઉ **મી**કાડો મળ્યો હોત અને રાષ્ટ્ર-જીવનનો વિકાસ થવા દેવા માટે સ્વતન્ત્રતા તેમજ સહાય મળ્યાં હોત, તો પ્રગતિ સરખાજ જોરથી ફાટી નીકળત. સોનું તો હતું ફક્ત તેને ગાળી નાંખી, તેને વધારે શુદ્ધ અને પ્રકાશિત કરવાની જરૂર હતી. આથી એટલુ તો સ્પષ્ટ થાય છે કે જે સુધારો થયો છે તે જાપાનનો ખરો આત્મા જોતાં સમજાય એમ છે. પણ આપણે માટે બીજો સવાલ ઉભો રહે છે. શું જાપાન પોતાનામાં પાશ્ચાત્ય તત્વો દિન પ્રતિદિન દાખલ કરતું જાય છે તે ઇષ્ટ છે? આપણે પાશ્ચાત્ય સુધારાને સ્વાર્થી અને અપૂર્ણ અને જડાત્મ કહી તેની કેટલેક અંશે અવગણના કરીએ છીએ: જો જાપાન સુધારાની એજ દિશા પકડી

રાખશે તો તેના રાષ્ટ્રીય જીવનમાં પણ આવા અનિષ્ટ તત્વો આવવાનો શું ભય નથી?, અને જો એમ થાય તો જાપાન પરિણામમાં પોતાની પ્રાપ્તિથી સંતોષ શી રીતે પામી શકશે? આપણે કઈ દિશા પકડવી જોઈએ? શ્રી. લાલા લજપતરાય પૂછે છે કે આ અનિષ્ટ તત્વો દૂર રાખવા અને પશ્ચિમનો સુધારો ગ્રહણ કરવો એ સંભવિત છે?–કારણ કે પશ્ચિમ સુધારામાં જો સારાં તત્વો છે તો ખરાબ તત્વો પણ તેટલાજ પ્રમાણમા છે. જો ખરાબ તત્વો દૂર રાખવાં એ સંભવિત ન હોય તો પશ્ચિમના સુધારા મુજબ આપણી નૌકા બાંધવી એ નહીં ઇચ્છવા જોગ નથી? ત્યારે સર રવિન્દ્રનાથ ટાગોર એવી આશા ધરાવે છે કે જાપાનના સુધારાથી એસીઆ ખંડના સવાલનો નીવેડો આવી ગયો છે: જાપાને જો કે પશ્ચિમનો સુધારો ગ્રહણ કર્યો છે, છતાં તે પૂર્વને ભૂલી ગયુ નથી: અને જો તે પશ્ચિમના સુધારાના ખરાબ તત્વોથી દૂર રહેશે તો પોતાને એકલાનેજ નહીં પણ આખી દુનિયા ઉપર પોતાની સારી અસર કરી શકશે. આપણે આશા રાખીએ કે પરિણામ આવુ આવે.

સત્ય ગમે તે હો. વર્તમાન ઉપર મનુષ્યની જીવનનૌકા બંધાય છે જો પૂર્વનો સુધારો તેના મૂળ સ્વરૂપમાં પુનર્જીવન કરવો એ અસંભવિત હોય, જો પશ્ચિમના સુધારાની વિશ્વવ્યાપી અસરથી અસ્પૃષ્ટ રહેવુ અશક્ય હોય, તો કોઈ નવીન આદર્શ તરફ દુનિયાએ પોતાની નજર ફેરવવી પડશે. અને એવુ શા માટે ધારી ન શકાય કે એક એવુ આદર્શ દુનિયાને પ્રાપ્ત થશે, જેમા પશ્ચિમના ઉચ્ચ તત્વોજ જીવન્ત રહી પૂર્વના સનાતન સુધારામા ભળી જશે અને કોઈ નવું સ્વરૂપ ઘડાશે. પણ અત્યારે તો આ આશા વ્યર્થ છે. પશ્ચિમ પોતાના સુધારામાં ભૂલો જોઈ શકતું નથી. પૂર્વ પોતાનો પુરાચીન સુધારો ફરીથી તેજ સ્વરૂપમાં જાગ્રત કરી શકતું નથી જીવનની ગતિ અસ્થિર નથી તેણે કાર્ય કરવુંજ જોઇએ. કુદરત દુનિયાની દૃષ્ટિ વિશુદ્ધ કરવા યુદ્ધરૂપે ઘણા ભયંકર સ્વરૂપમાં રજુ થાય છે. પણ, જો તેના કીમતી પાઠ શીખવામાં તેનાં બાળકો મદ નીવડે છે કે નાપસંદગી બતાવે છે તો તેમની ગાડી અને અંધ ગમનમા રઝળતા મૂકી તેમને છોડતી નથી પણ એથી પણ વધારે તીખા અનુભવો માટે તેમને સ્વતન્ત્ર રહેવા દે છે.

જાપાનની ઉન્નતિનું રહસ્ય વિચારતા આપણને તેના મોઘા પાઠનુ ભાન થયા વિના રહેતું નથી કે જાપાનના બાળકો જેવીજ આપણામાં પણ મહાન થવાની થવાની શક્તિ રહેલી છે. આપણું જીવન આગળ

પાછળના ધણા બંધનોથી જકડાઈ ગયું છે અને તેથી તે છૂટા અને સ્વતન્ત્ર શ્વાસોશ્વાસ લઈ શકતું નથી. પોતાની શક્તિનું આત્મભાન થવું, અપ્રકટ રહેલી શક્તિને પ્રગટ કરવા ઇચ્છા થવી, વિકાસની ઇચ્છા સાથે તેને ફળીભૂત કરવાં મર્દાઈ ભરેલી લડત કરવી; અને જીવનના આ મહાન સંગ્રામમાં સિદ્ધિ મેળવવી, આ કાર્ય આપણે શિર રહેલું છે. આ કાર્યની પવિત્રતા અને ધાર્મિકતા સમજી જે વસ્તુ કાલે કરવાની હોય તે આજથીજ શરૂ કરવી એજ ડહાપણ અને જીત મેળવવા માટેની ખરી લાયકાત છે. જો જાપાન તેની થોડા વખતની લડતથી આવું ભવ્ય અને મહાન થઈ શક્યું, તો હિન્દ શા માટે ન થઈ શકે? ફક્ત ઇચ્છાની, ખરા જીવન માટેના પ્રેમની, અનુકંપાનીજ જરૂર છે. આપણે માનીએ છીએ કે ઇચ્છાબળ સર્વ સ્થૂળ બળો કરતા વધારે બળવાન છે: આપણે જાપાન પેઠે રાષ્ટ્ર જીવનને સિદ્ધ કરવા એવી એકાગ્ર પામેલી ઇચ્છાને પોષીશું? એકાગ્ર પામેલી ઇચ્છાની હયાતિ હોવી ત્યારેજ કહેવાય કે જ્યારે હિન્દનો મોટો ભાગ રાષ્ટ્રીજીવનનો વિકાસ કરવા કાંઈ ને કાંઈ કરતો હોય. જાપાનની ઉન્નતિના રહસ્યમાંથી આપણે આ શીખવાનું છે: આત્મશ્રદ્ધા અને અમર આશા.

મોહનલાલ વિ ગાંધી

---

## ओ३म्.

## આર્યનું કર્ત્તવ્ય



### સામાન્ય.

૧. સત્ય બોલો, અસત્યથી દૂર રહો

૨. શરીર, વસ્ત્ર, મકાન અને આસપાસના પદાર્થો સ્વચ્છ રાખો.

૩. તમારી વાણી કટુ અને કઠોર ન રાખતા મધુર, સત્ય અને પ્રીતિકર રાખો.

૪. મનમા છળ, કપટ, દ્વેષ, ઈર્ષ્યા અને નઠારા વિચારો કદી આવવા દેશો નહિ

૫. અન્યાયની રીતે બીજાના તન મનને દુઃખ દેવું નહિ; તેમજ બીજાના ધનમાલની અયોગ્ય રીતે પ્રાપ્તિ કરવા ઇચ્છવું નહિ.

૬. ઇન્દ્રિઓને તમારે આધિન રાખો, તમે તેને આધિન થશો નહિ, તેમ જ મન ઉપર સર્વથા અંકુશ રાખો.

૭. ક્ષમાનો સ્વભાવ રાખો, એટલે જે ક્ષમાને યોગ્ય હોય તેને ક્ષમા કરો.

૮. વિપત્તિમાં પણ ધૈર્યને ગુમાવશો નહિ.

૯. એવો સત્વગુણી અને વીર્યવર્ધક ખોરાક ખાઓ, એવા બુદ્ધિમાનોના સહવાસમાં રહો, અને એવા ઉપયોગી ગ્રંથોનું વાચન રાખો કે જેથી બુદ્ધિ વધે, ધારણા અને વિચારશક્તિ ખીલે અને સંકલ્પ શક્તિ પ્રબળ થાય.

૧૦. એવા બુદ્ધિમાન્ વિદ્વાનોના સહવાસમાં રહો અને એવા ગ્રંથોનું પઠન પાઠન કરવું કે જેથી નાના પ્રકારની સદ્‌વિદ્યા તથા સદ્‌ગુણોની પ્રાપ્તિ અને પ્રાપ્ત થયેલ વિદ્યા તથા સદ્‌ગુણોની વૃદ્ધિ થાય.

૧૧. ક્રુરતા અને ક્રોધ એ તન, મન અને ધનને હાનિકારક છે; માટે તે તજો.

૧૨. શરીર, બુદ્ધિ, ધન અને વિદ્યાનો સદા સદુપયોગ કરો.

## નિત્ય.

૧. સૂર્યોદય પૂર્વે ઉઠવાની ટેવ રાખવી. નિદ્રાનો ત્યાગ થયા પછી બીછાનામાં આળસથી ન આળોટતાં, શૌચ અને દંતધાવન કરી સ્નાન અને સંધ્યોપાસન કરો (આમ કરવાથી શરીર, આત્મા અને મનની ઉન્નતિ થશે.)

૨. જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો અધિષ્ઠાન તથા નિમિત્ત કારણ છે; જે સર્વાધાર, સર્વવ્યાપક, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્, સર્વોપરી, અસીમ (નિરાકાર) સ્વયંભૂ અને અનાદિ અનંત છે, જેની સત્તાવડે આ તમામ બ્રહ્માંડ નિયંત્રાય છે; જે તમારો અંતર્યામી છે, અને જેની સત્તાવડે તમારાં કર્માનુસાર તમને ફળ મળે છે, તેવા એક અદ્વિતીય **પરમાત્માનું** નિત્ય સવારમાં **સ્મરણ કરો** (કે જેથી નઠારા કર્મોથી બચશો) અને તેનીજ નિત્ય **ઉપાસના કરો**.

આપણે શું કરીશું ? સાચા માણસ તરીખે મનુષ્યત્વથી ભરેલો કીમતી ભાગ ભજવી નિયન્તાના કાર્યમાં મદદ કરીશું ?–કે ચેતનહીન નિષ્ક્રિયતામાં આનંદ માનીશું? પણ, પક્ષો શા માટે ? જો ઉષાનું અજવાળુ આગામી સૂર્યનો દૈવી દૂત હોય તો તમારા લલાટમાં ઉગતા ભાનુનાં કિરણ સ્પષ્ટ જોઈ શકાય છે. જો ખંત અને મર્દાઈથી લીધેલો ખરો માર્ગ અવિચલિત રહેશે, તો નિર્માણમાં એક દિવસ નક્કી છે, જ્યારે હિંદુ અને મુસલમાન–સર્વ ભાંડુઓ–ગરિબ અને તવંગર, પંડિત અને અભણ, ધર્મી અને વિધર્મી, દેશી અને પરદેશી–એક બીજાના ખભા સાથે ખભા મિલાવી, પ્રભુના હિંદમંદિરમાં તેના માણસો તરીખે પ્રેમ અને સેવાના ધોરી રસ્તા ઉપર કલ્લોલ કરતા ચાલશે.

હે પ્રભુ! આ નવિન વર્ષે એવી આશિષ આપ કે જેથી તે દિવસ જલદીથી દૃષ્ટિગોચર થાય !

સુવાસ્છના ઑફીસ

---

# અમદાવાદની ગયા માસની પ્રવૃત્તિ

ગયા માસમાં અમદાવાદમાં ચાર પરિષદો—૧૬ મી પ્રાંતિક પરિષદ, ૧ લી કેળવણી પરિષદ, સંસાર સુધારા પરિષદ અને મદ્યનિષેધ પરિષદ–ભરાઇ, અને તે નિમિત્ત આખા અમદાવાદમાં–અરે આખા ગુજરાતમાં જાણે એક જાતની જાગ્રતિનું મોજુ આવી ગયુ, એવો અનુભવ થયો. એ અનુભવ એવો આશાભર્યો, પ્રોત્સાહક અને પ્રેરક હતો ને ઘણાઓ માટે તે મોંઘા પાઠ મૂકતો ગયો હશે, કેટલાકને નવિન પ્રકાશની ભાંખ બતાવતો ગયો હશે તો કોઇકના જીવનમાં એવો નતન ફેરફાર કરી ગયો હશે, કે જે બધાનાં ફળ આપણે ભવિષ્યમાં જોવા પામીશું.

પણ, બધું જોતાં એક વાત ચોક્કસ છે. અમદાવાદનું જીગર પણ છેક ઉંઘતું નથી, અને નમાલાપણાના કે નિરુત્સાહીપણાના જે જે કલકો તેને શિર નાંખવામાં આવતાં હતાં, તે છેક સત્ય નથી. દરેક દેશની તુલના કરતાં તેનું શરીર કેવા તત્વોથી બંધાયું છે, એ જોવું પ્રથમ જરૂરનું છે. જ્યારે આખા દેશનો વિચાર કરવાનો હોય, ત્યારે તે કયાં પોષક તત્ત્વો આપી શકે એમ છે, અથવા તો સ્વદેશ પ્રત્યેની સામાન્ય પ્રીતિમાં કેટલું જોડાયલું છે, એ માટેનો નિર્ણય થાય, એટલું પુરતું છે. અમદાવાદ ભાવિ ઇતિહાસમાં પોતાનો ભાગ પ્રતિષ્ઠાપૂર્વક ભજવશે, એ આશા અફળ નથી.

ઉપરની પરિષદો વેળાએ જે જે અગત્યના ઠરાવો પસાર થયા હતા માતો તેવે પ્રસંગે જે જે ડહાપણ, સમતા અને વિવેકપણાથી ભરેલાં ભાષણો થયાં હતાં, તે અહીં આપી પિષ્ટપેષણ કરવાની ઇચ્છા નથી. વાંચનાર બન્ધુઓએ બીજાં છાપાંમાંથી વાંચી લીધાં હશે; જો ન વાંચ્યાં હોય તો તે મેળવી વાંચી જવા અમે ભલામણ કરીએ છીએ. આપણે તો અહીં ફક્ત કેટલીક ઉડતી સુચનાઓ કરી જઇશું.